ગુજરાતવિદ્યાપીઠ પાઠ્યપુસ્તક ૨૮ મું

વિદ્યાપીઠ વાચનમાળા

# ગુજરાતી ત્રીજી ચોપડી



પ્રકાશક
ગુજરાત વિદ્યાપીઠ
અમદાવાદ

કિંમત ૦-૧-૬

ગૂજરાત વિદ્યાપીઠ પાઠ્યપુસ્તક ૨૮ મું

વિદ્યાપીઠ વાચનમાળા

# ગૂજરાતી ત્રીજી ચોપડી

સંયોજક
છોટાલાલ બાળકૃષ્ણ પુરાણી
ભરૂચ કેળવણી મંડળ,
ભરૂચ.

પ્રકાશક
ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ

સં. ૧૯૮૧ ]  પહેલી આવૃત્તિ  [ પ્રત ૫૦૦૦

કિંમત ૦-૬-૬

# વિજ્ઞાપન

પુસ્તક સમિતિના સં. ૧૯૮૦ ના સાતમા ઠરાવ અનુસાર વિદ્યાપીઠ વાચનમાળાની ત્રીજી ચોપડી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

આ પુસ્તક ધાર્યા કરતાં લગભગ એક વર્ષ મોડું બહાર પાડી શકાયું છે; અને કિંમત પણ ઇચ્છા કરતાં વધારે રાખવી પડી છે, છતાં એનો ખર્ચ પૂરો નીકળી રહે એમ નથી. આનાં કારણોમાં ખાસ કરીને કેટલાંક ચિત્રો તૈયાર થયા પછી નાપસંદ પડવાથી રદ કરવાં પડયાં, તથા તેને બદલે કેટલાંક બીજાં તૈયાર કરાવવાં પડયાં તે મુખ્ય છે.

વિદ્યાપીઠે પ્રસિદ્ધ કરેલા પાઠસંચય ભાગ ૧ લા ના ૨ જા પાઠની અને આ પુસ્તકના ત્રીજા પાઠની વસ્તુ એકજ છે. બે વૃત્તાન્તોમાં થોડોક ફરક માલમ પડશે. પાઠસંચયમાંનો પાઠ શ્રી. મહાદેવ દેશાઈએ જુનાં સ્મરણોમાથી લખેલો. બે ત્રણ જુદા જુદા પ્રસંગોનું એમ મિશ્રણ થઈ ગયું છે આ પુસ્તકમા જે રીતે હકીકત આપીછે, તે પૂ૦ ગાંધીજીની પાસેથી ફરીથી એ પ્રસંગ સાંભળીને લખેલી છે, એટલે આમાંની હકિકત વિશેષ સત્તાવાર છે.

વિદ્યાપીઠ કાર્યાલય
માગશર સુદી ૧૨, સં. ૧૯૮૧

પ્રકાશક

# સાંકળીઉં

## વિભાગ બીજો–પ્રાણીઓ



## વિભાગ ત્રીજો–ભૂગોળ

# શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૪ | ૮ | કયી | કઈ |
| ૫૭ | મથાળું | શ્રી રામચંદ્રજી | શ્રી રામચંદ્રજી ભાગ ૧ |
| ૬૫ | ૪ | સુની | સૂની |
| ૧૧૫ | છેલ્લી લીટી | લેશો | લેશો ?" |
| ૧૩૯ | ૧૦ | વેરનો | વેર ને |
| ૧૪૨ | ૯ | અદેખઇ | અદેખાઇ |
| ૧૫૦ | ૯ | સારૂં | સારૂ |
| ૧૬૮ | મથાળું | ભાગ ૧લો | આ શબ્દ કાઢી નાખવા |
| ૧૮૬ | ૧૪ | ૭૮ મે | ૭૮ મો |

## વિદ્યાપીઠ વાચનમાળા

# ગૂજરાતી ત્રીજી ચોપડી

---

### પાઠ ૧ લો—આપણી ભરતભૂમિ

શ્વેત ઋક્ષ વિંધ્યાચળ મહેન્દ્ર ખુશનુમા
બ્રહ્મપુત્રા દ્વારિકા




આપણી ભરતભૂમિ એ શબ્દો બોલતાં કેવો આનંદ

થાય છે! આખી દુનીઆમાં ફરો પણ આપણી ભરતભૂમિ જેવો ઉત્તમ દેશ કયાંય પણ નથી. દુનીઆના બધા દેશ કરતાં આપણો દેશ ચઢીઆતો છે. આખી દુનીઆના બધા દેશ કરતાં આપણો દેશ સારો છે.

દુનીઆમાં સૌથી ઉંચા પર્વત આપણા દેશમાં છે. સૌથી સરસ નદીઓ આપણી છે. આપણા દેશમાં, આપણા હિંદમાં, આપણી વહાલી ભરતભૂમિમાં બધી જાતનાં ઉત્તમ ફળ ફૂલ થાય છે. મારા દેશની માટી બીજા દેશના સોના કરતાં મારે મન અધિક છે. ઓ વહાલી ભરતભૂમિ તને હજારો વાર વંદન હો!

બરફના શ્વેત મુગટને માથે ધારણ કરનાર ઉંચો પહેરેગીર હિમાલય, હે મા, તારે ઉત્તર બારણે બેઠો છે. દક્ષિણે હિંદી મહાસાગર, પૂર્વે બંગાલાનો સાગર, અને પશ્ચિમે અરબી સમુદ્રનાં શ્યામ મોજાંઓની છોળો તને ન્હવડાવી રહી છે!

ઉત્તરે મહાન હિમાલય, દક્ષિણે મલય પર્વત, પશ્ચિમે સહ્યપર્વત, પૂર્વે મહેન્દ્રપર્વત અને મધ્યમાં વિંધ્યાચળ; એટલા હિંદના મુખ્ય અને પવિત્ર પર્વતો છે. વિંધ્યાચળનો પૂર્વ છેડો ઋક્ષ પર્વત અને પશ્ચિમ છેડો પારિયાત્ર પર્વત કહેવાય છે.

હિમાલયના પડખામાં હજારો નદીઓ ખેલી રહી છે! અને તેની ખુશનુમા હવાથી સ્વર્ગમાં પણ ન હોય

તેવાં સુંદર ફળ ફૂલવાળાં ઝાડ થાય છે. ગંગા, યમુના, બ્રહ્મપુત્રા, સરયૂ, ગોમતી, સિંધુ, સતલજ, બીઆસ, રાવી, ચીનાબ અને ઝેલમ જેવી મોટી જળથી ભરેલી નદીઓ તેમાંથી જ નીકળે છે. વિંધ્યમાંથી નર્મદા અને તાપી તથા સોન નદીઓ નીકળે છે. સહ્ય પર્વતમાંથી ગોદાવરી અને કૃષ્ણા જેવી પવિત્ર નદીઓ વહે છે. દક્ષિણમાં પવિત્ર કાવેરી નદી છે. નહાતી વખતે આ બધી નદીઓ આપણે યાદ કરીએ છીએ.

સફેદ, ઠંડા, સ્વચ્છ જળવાળી સુંદર પવિત્ર ગંગાને કિનારે પવિત્ર કાશી નગરી આવેલી છે. શ્રી રામચંદ્રજીની જન્મભૂમિ અયોધ્યા સરયૂ નદી પર આવેલી છે. શ્રીકૃષ્ણની રાજધાની મથુરા નગરી યમુના તટ પર છે. હરદ્વાર પાસેની માયાનગરી પણ ગંગાને કિનારે છે. કાંચીને હાલ કાંજીવરમ કહે છે. તે હિંદના દક્ષિણ છેડા આગળ છે. અવન્તી નગરી તે હાલનું ઉજ્જૈન. એ માળવા દેશમાં સિપ્રા નદીને કાંઠે છે. દ્વારિકા કાઠિઆવાડમાં સમુદ્ર કિનારે છે. આ સાત નગરીઓ હિંદનાં સાત પવિત્ર ધામ છે.

અસલી કાળમાં ભરત નામના બળવાન રાજાએ આખા હિંદ ઉપર પોતાની આણ વર્તાવી તેને એક દેશ બનાવ્યો. એના નામ પરથી આ દેશનું નામ 'ભરતભૂમિ' પાડવામાં આવ્યું. અને 'ભરતખંડ' અથવા 'ભારતવર્ષ' પણ કહે છે.

એ હિંદ પણ કહેવાય છે. હિંદુસ્તાન પણ તેનું જ નામ. હિંદુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી, યાહુદી વગેરે જે જે આપણા દેશમાં રહે છે તે બધાની એ માતૃભૂમિ છે.

આપણો દેશ સત્યની અને ધર્મની ભૂમિ છે. એનું માન જાળવવું એ દરેક હિંદવાસીની ફરજ છે. એના વાવટાનું રક્ષણ કરવું એ દરેક હિંદીનો ધર્મ છે.

આપણી પવિત્ર માતૃભૂમિનો સદા જય થાઓ !

वंदे मातरम् ।

जननी अने जन्मभूमि स्वर्गथी पण अधिक छे.



# પાઠ ૨ જો—સ્વદેશસ્તુતિ

## પ્રૌઢ ભવ્ય નરરત્ન

ઓ ભરતભૂમિના પહાડો ! તમ શિર પૂગ્યાં આકાશ !
તમ જેવા જગમાં બીજા, નથી ઊંચા કોની પાસ !

છે પ્રૌઢ પ્રકાશ તમારો, તમ ભવ્ય જ છે ભંડાર !
મુજ ભરતભૂમિનો જગમાં, વરતાવો જય જયકાર !

ઓ ભરતભૂમિની નદીઓ, તમ સુંદર ચિત્ર ચરિત્ર !
તમ જેવી જગમાં બીજી, નથી કોઇ પરમ પવિત્ર !

ઓ ભરતભૂમિના પુત્રો ! મુજ દેશતણાં નરરત્ન !
જે ગયા ધ્રુજાવી ધરણી, કરીને કંઇ લાખ પ્રયત્ન !

તમ શૌર્ય અને તમ પ્રીતિ, ભરજો વીરા સહુ ઠાર
નિજ ભરતભૂમિનો જગમાં, વરતાવો જય જયકાર !

(ખબરદાર)

# પાઠ ૩ જો—સાચો મોહન

અંતઃકરણ પ્રસિદ્ધ પૂજ્ય
પ્રતિજ્ઞા બુટ્ટો ઉચ્ચાર

રાજકોટમાં એક ખાનદાન વૈષ્ણવ કુટુંબ રહેતું હતું. કુટુંબના વડા કરમચંદ શેઠ રાજ્યના કારભારી હતા. લોકો તેમને કબા ગાંધીને નામે ઓળખતા. તેમને કાળીદાસ, કરસન અને મોહન એમ ત્રણ છોકરા હતા. કાળીદાસ સૌથી મોટા અને મોહન સૌથી નાનો હતો. કારભારીના નોકર ચાકરો આ છોકરાઓની ખુશામત કરે તેથી તથા તેમની સોબતથી આ છોકરાઓ બગડયા હતા. તેમાં કરસન બહુ શોખીન અને ઉડાઉ બની ગયો હતો. એને બજારમાંથી જાતજાતની ચીજો ખાવાની ટેવ પડી હતી. પાસે પૈસા તો પૂરા હોય નહિ, તેથી એ ઘણી વાર આ શોખ પૂરા પાડવા માટે કરજ કરતો. મોહનને કરસનનાં અપલક્ષણોની ખબર પડતી, પણ મોટાભાઇને કશું કહી શકતો નહિ, અને એની વાતોને છુપાવી રાખતો.

એકવાર કરજના પૈસા ચુકવવા માટે પોતાના હાથ પરની કલ્લીમાંથી થોડું સોનું કપાવી વેચી તેના પૈસા મેળવવાનો બુટ્ટો કરસનના મનમાં ઉઠયો. તેણે મોહનને પોતાના મનની વાત કહી. કરસનની હોંશિયારીથી મોહન

અંજાઇ ગયો. કલ્લીનું સોનું વેચી બંને ભાઈઓએ મોજશોખ કર્યો.

પોતાના મોટાભાઇની ચોરીની વાત મોહને છુપાવી તો ખરી પણ તે તેના મનમાં ખટકયા કરતી હતી. વિચાર કરતાં તેને સમજાયું કે "મેં આજ ખોટું કામ કર્યું છે." પોતે કરેલા પાપની વાત તેના ચિત્તમાંથી ખસી નહોતી એના પવિત્ર અંતઃકરણથી આખરે એ પાપનો ભાર સહન ન થયો.

એના પિતાને એ વાત મોઢેથી કહેવાની તો એની હિમ્મત ચાલી નહિ. પણ બધી હકીકત જણાવી ફરીથી આવું પાપ ન કરવાનું વચન આપી, માફી માગવા માટે એણે પોતાના પિતાને એક ચિઠ્ઠી લખવાનો નિશ્ચય કર્યો.

પિતા માંદા હોવાથી એક ખાટલામાં સુઈ રહેતા. મોહને સાંજે ચાર વાગે લખેલો કાગળ લઇ પિતાના ઓરડામાં પ્રવેશ કર્યો, અને બ્હીતાં બ્હીતાં એમના હાથમાં ચિઠ્ઠી મૂકી, અને પિતાની સામે જોતો બેસી રહ્યો.

કબા ગાંધી માંદા માંદા પણ બેઠા થયા, અને ચશ્માં ચઢાવી ચિઠ્ઠી વાંચવા બેઠા.

પિતાજી જેમ જેમ ચિઠ્ઠી વાંચતા ગયા, તેમ તેમ છોકરાઓ આટલી હદ સુધી બગડ્યા છે જાણી એમને અતિશય દુઃખ થયું. એમની આંખમાંથી દડ દડ આંસુ પડવા લાગ્યાં. એમનાથી એક શબ્દ પણ બોલાયો નહિ.

મોહને કાગળમાં ફરીથી આવું ન કરવાની પ્રતિજ્ઞા આપી, માફી માગી હતી, તેથી એના પિતાએ સંતોષ વાળ્યો, અને ચિઠ્ઠીને ફાડી નાંખી. પાછા સૂઈ ગયા. એમણે એ વાતનો કદી ઉચ્ચાર પણ કર્યો નહિ.

મોહને પણ પોતે કરેલી પ્રતિજ્ઞા કદી તોડી નહિ. અને એવી રીતે પિતાએ આપેલી માફીનો સદુપયોગ કર્યો.

સત્ય માટે આગ્રહ રાખનાર આ નાના મોહનને તમે ઓળખ્યો ? ને બીજો કોઇ જ નહિ, પણ આખા જગતમાં પ્રસિદ્ધ થએલા આપણા પૂજ્ય **મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી.**

બોલો મહાત્મા ગાંધીજીકી જય !

सत्य ए ज परम धर्म छे.

---

# પાઠ ૪ થો–ધ્રુવાખ્યાન ભાગ ૧ લો

## સુનીતિ સુરુચિ અપરમા વ્રત
## મ્હેણું આજ્ઞા

સત્યયુગમાં ઉત્તાનપાદ નામનો એક રાજા થઈ ગયો. તેને બે રાણીઓ હતી. એકનું નામ સુરુચિ અને બીજીનું નામ સુનીતિ હતું. સુરુચિ માનીતી હતી અને તેને ઉત્તમ નામનો એક પુત્ર હતો. સુનીતિ તો અણમાનીતી હતી અને તેને ધ્રુવજી નામે એક પુત્ર હતો.

રાજા એક દિવસ સભામાં બેઠો હતો અને ઉત્તમને ખોળામાં લઇ લાડ લડાવતો હતો. રાણી સુરુચિ પાસે બેઠી હતી. રાજારાણીને હૈડે હરખ માતો નહોતો. એવામાં ધ્રુવજી ત્યાં રમતા રમતા આવી પહોંચ્યા. તેમને પણ બાપુના ખોળામાં બેસવાનું મન થયું અને હસતા હસતા બાપુની પાસે ગયા. સુરુચિ પાસે હતી તેથી તેને વશ થએલા રાજાએ ધ્રુવજીને ખોળામાં લીધા નહિ. સુરુચિએ કહ્યું, "તને રાજાના ખોળામાં બેસવાનું સુખ ક્યાંથી હોય? તું કોનો પુત્ર છે તે તું ભૂલી જાય છે. રાજાનો ખોળો તો રાજા થનારને માટે જ હોય. તારા જેવી અભાગણીના પુત્ર માટે ન હોય. જા ભાઈ જા, વનમાં જા. ત્યાં જઈ તપ કરી મારે પેટ ફરી જન્મ લે તો હું જરૂર તને રાજ અપાવીશ."

ભર સભામાં અપરમાનાં આ કઠણ વચન સાંભળી ધ્રુવજીને બહુ માઠું લાગ્યું અને તેમનું મોં ઉતરી ગયું. નિસાસો નાખી રડતા રડતા તે પોતાની માતા પાસે ગયા. માએ તેમને છાતી સરસા ચાંપી પૂછ્યું, "કુંવર, તું કેમ રડે છે? તને કોણે દુભવ્યો છે?" માનાં વચન સાંભળી ધ્રુવજીએ તેને સભામાં બનેલી બધી હકીકત કહી. તે સાંભળી સુનીતિએ કહ્યું, "કુંવર, તે એમ બોલી તેમાં શું થઈ ગયું? એમ દુઃખ હૈડે ન ધરીએ. તેણે પૂર્વજન્મમાં પુણ્ય કર્યું હશે તો આ જન્મે સુખ ભોગવે છે. મેં પૂર્વજન્મમાં ગરીબોની સેવા નહિ કીધી હોય, વ્રત ઉપાસના નહિ કર્યાં હોય એટલે આપણને એના જેવું સુખ કયાંથી મળે? તપ કરી હરિનાં ચરણ સેવે તેને એવાં સુખ મળે. પ્રભુ પ્રસન્ન થાય ત્યારે જ બધી જાતનાં સુખ મળે, અને ત્યારે જ અભાગિયાં ટળીએ."

આ સાંભળી ધ્રુવજીએ કહ્યું, "મા, તું ફિકર કરીશ નહિ. હું તારો પુત્ર છું. તારૂં અભાગણીનું મહેણું ટાળું ત્યારે જ હું ખરો. વનમાં જઈ હું તપ કરીશ. બધાં સુખને કોરાણે મૂકી હું હરિને પ્રસન્ન કરીશ. હવે હરિ મળ્યા વગર હું જંપવાનો નથી. કાં તો હરિ મેળવીશ, કાં તો વનમાં પ્રાણ ત્યાગ કરીશ." પોતાના વહાલા કુંવરનાં આવાં

વચન સાંભળી માતાની આંખમાં આંસુ આવ્યાં અને દુઃખથી તે બોલી, "કુંવર, રાજાએ તો મને તજી છે અને હવે તું મને છોડી જવા કહે છે, તો મારી શી વલે થશે? તારા વગર મારાથી કેમ જીવાશે? ટોળામાંથી છૂટી પડેલી હરણીની પેઠે અથવા જળ વિનાની માછલીની પેઠે મારો જીવ ટળવળીને જશે." માતાને ધીરજ આપતાં ધ્રુવે કહ્યું, "મા, તું ધીરજ ધર. તું ટળવળીશ નહિ. હવે તો આપણા દુઃખનો અંત આવ્યો જાણ. અનાથના નાથ દયાળુ હરિને ભજવા હું જાઉં છું, માટે બધી ફીકર છોડી તું મને આશીષ આપી વિદાય કર." સુનીતિ કહે, "બેટા, હજી તો તું પાંચ વર્ષનું બાળક છે. તારા સિવાય મને બીજું કોઈ બાળક નથી, માટે ઘેર મારી આંખ આગળ રહી તું ગોપાળને ભજ. હું તને વનમાં કેવી રીતે મોકલું! 'વનમાં જાઓ' એમ કહેતાં મારું હૈડું ફાટે છે." આખરે ધ્રુવજીના આગ્રહથી સુનીતિએ તેને માથે હાથ મૂકી આશીષ આપી અને કહ્યું, "બેટા, ઈશ્વર તારી રક્ષા કરજો. તને કુશળ કલ્યાણ હજો. તપ કરતાં કોઈ જાતની માયા ન કરશો પણ હરિચરણે ચિત્ત સ્થિર રાખજો." આમ કહેતાં કહેતાં સુનીતિનું ગળું રૂંધાઈ ગયું અને આંખ આંસુથી ભરાઇ ગઈ. જેમ તેમ કરી આંસુ ખાળી રાખી પુત્રને વિદાય આપી.

પ્રેમથી માતાને ફેરા ફરી, તેને પગે લાગી, આજ્ઞા

આગી ધ્રુવજી વનમાં જવા તૈયાર થયા. સારા શુકન જોઈ નગર બહાર નીકળ્યા, અને વનની વાટ ઝાલી.

---

## પાઠ ૫ મો—ધ્રુવાખ્યાન ભાગ ૨ જો

કલ્લોલ ઇંદ્રિયો નિશ્ચય એકાગ્ર અંતર્ધાન

રસ્તે જતાં ધ્રુવજીને નારદમુનિ મળ્યા. મુનિને જોઈ ધ્રુવજીએ હાથ જોડી માથું નમાવી પ્રણામ કર્યા. નારદ કહે, "ભાઈ, તું કોણ છે? અને કયાં જાય છે? તારાં માબાપ કોણ છે અને તારું નામ શું છે?" પછી ધ્રુવજીએ પોતાની બધી હકીકત નારદ મુનિને કહી સંભળાવી અને કહ્યું, "ઋષિજી, તલવારનો ઘા સહન થાય પણ અપમાનના બોલ સહ્યા ન જાય." નારદે કહ્યું, "અરે ઘેલા, એમ એવડો કાળ શું ધરે છે? તું તો હજુ પાંચ વર્ષનો બાળક છે. તારે તે માન શાં અને અપમાન શાં? બાળકને તે મનમાં બોલ શા ધરવા? જા, પાછો જા, અને ખાઈ પી કલ્લોલ કર." ધ્રુવને તો ઘણું દુઃખ લાગ્યું હતું, એટલે નારદના કહેવાની તેની પર કાંઇ અસર થઇ નહિ. પછી નારદે તેને કહ્યું કે, "જંગલમાં જઈ તપ કરવું એ કાંઇ સહેલું કામ નથી. વનમાં વાઘ, વરૂ વગેરે ભયંકર

પ્રાણી જોઈ તું છળી મરીશ. તે વખતે તને એમ લાગશે કે 'હું વનમાં ક્યાં આવ્યો.' વળી ભૂખ, તરસ ખૂબ લાગશે ત્યારે તપ ચુકાશે. ધ્યાન કરતાં કરતાં ઘરનાં સુખ યાદ આવશે, અને તપમાં ભંગ પડશે. માટે સમજીને પાછો વળ." નારદનાં વચન સાંભળ્યા છતાં ધ્રુવજી એકના બે થયા નહિ. તેણે નારદજીને કહ્યું, "ઋષિજી, મેરુ ચળે પણ હું ચળીશ નહિ. મારી ઇંદ્રિયોને હું બરાબર ઠામ રાખીશ. તમારે પ્રતાપે હું ધાર્યું પાર પાડીશ."

ધ્રુવજીનો નિશ્ચય જોઇ નારદજીએ કહ્યું, "તું તપ કરવા જ નીકળ્યો છે તો મધુવનમાં જા. ત્યાં જઇ જમનાને કિનારે તું તપ આદરજે. તારૂં કલ્યાણ થશે." પછી તપ કેમ કરવું, ભગવાનનું ધ્યાન કેમ ધરવું, તથા મનને એકાગ્ર કેવી રીતે કરવું એ બધી વાત સમજાવી નારદજી અંતર્ધાન થઇ ગયા.

# પાઠ ૬ ઠ્ઠો—ધ્રુવાખ્યાન ભાગ ૩ જો

## ઘોર ઈંદ્રાસન વિમાન



ધ્રુવે તો ઘોર તપ કરવા માંડ્યું. તેણે શરીરને ખૂબ દમ્યું. એક પગે ઉભા રહી, પગના અંગુઠા પર ઉભા રહી, પ્રથમ માત્ર ફળાહાર અને પછીથી માત્ર પાણી અને આખરે કાંઈ પણ ખાધા વગર તેમણે ભગવાન વિષ્ણુનું

ધ્યાન ધરવા માંડ્યું. ધ્રુવજીના ઘોર તપથી ઇંદ્રાસન ડોલી ઉઠ્યું અને દેવતાઓ ભયથી ધ્રુજી ઉઠયા. ધ્રુવજીના તપના પ્રભાવથી પર્વત, સમુદ્રો તથા નદીઓ સાથે પૃથ્વી કંપી ઉઠી.

તેની માતા સુનીતિનો વેષ લઈ તેને છળવાનો પ્રયત્ન દેવતાઓએ કર્યો. ભયંકર રાક્ષસનાં રૂપ લઇ હથિયાર વીંઝતા તેની આસપાસ ફરી વળ્યા, વિચિત્ર ભયાનક પશુનાં રૂપ લઈ તેઓ તેની પર ધસ્યા; પણ દૃઢ મનનો ધ્રુવ કશાથી ડગ્યો નહિ. તેણે તો ભગવાન પર પોતાનું ચિત્ત એકાગ્ર કર્યું હતું.

આખરે ભગવાને તેને દર્શન દીધું. ભગવાનને જોઈ ધ્રુવજીને ઘણો આનંદ થયો અને ગદ્ગદ્ કંઠે સ્તુતિ કરી. ભગવાને પ્રસન્ન થઈ તેને વરદાન માગવા કહ્યું. ધ્રુવજીએ કહ્યું, "તમારી ભક્તિ સિવાય મારે બીજું કાંઈ જોઇતું નથી. મને તમારાથી અળગો ન કરશો. મને પાછો સંસારમાં ન મોકલશો." ભગવાને કહ્યું, "ધ્રુવજી, જા, આ બધી દુનીઆ મેં જ કરી છે. હું તો બધી દુનીઆમાં છું. તું પાછો જા. તારાં માબાપ તારી વાટ જુએ છે. તેમની સેવા કર. તેમનાં દુઃખ કાપ. સારી રીતે રાજ્ય કર. પછી હું તારે માટે વિમાન મોકલીશ. તેમાં બેસી વૈકુંઠ આવજે. સંસારમાં રહીને પોતાને કરવાનાં કામ સારી રીતે કરવાથી પણ પ્રભુ મળી શકે છે, એમ દુનીઆને બતાવ."

પછી ધ્રુવ મધુવનમાંથી પાછા વળ્યા. ધ્રુવજીના આવવાની ખબર સાંભળી રાજા, તેની બે રાણીઓ અને ગામના લોક તેમને સામા લેવા ગયા. પોતાની સાવકી માને જોઈ તેની પર રીસ ન કરતાં ધ્રુવજી તેને પગે લાગ્યા અને બોલ્યા, " માજી, તમારે લીધે મને ઈશ્વર મળ્યા." ત્યાર બાદ પોતાના પિતાને અને માતાને પગે લાગી ધ્રુવજી ઉભા રહ્યા. સુનીતિના હૈડામાં હરખ માય નહિ. પોતાની કુખે આવો રત્ન જેવો પુત્ર પાકયો તેથી તેને બહુ સંતોષ થયો. ત્યાર પછી કેટલેક વખતે ધ્રુવજી ઉમર લાયક થતાં તેને રાજપાટ આપી રાજા વનમાં ગયા. ઘણાં વર્ષ સારી રીતે રાજ્ય કરી આખરે ધ્રુવજી વૈકુંઠ ગયા. ખરે! હરિની ભક્તિનો મહિમા મોટો છે!

जननी जण तो हरिभगत, कां दाता कां शूर
नहि तो रहेजे वांझणी, मत गुमावीश नूर.

---

# પાઠ ૭ મો—ઈશ્વર

શક્તિ અગ્નિ શ્વાસ

આ બધી દુનીઆ કોણે બનાવી છે? તમારી આસપાસ કેવી સુંદર વસ્તુઓ નજરે પડે છે! લીલાંછમ પાંદડાંથી ઝાડ કેવું શોભે છે! પેલું ખેતર કેવું મઝેનું લાગે છે! એ બધું જ ઇશ્વરે બનાવ્યું છે. સુંદર રંગવાળાં ફૂલ પણ તેણે જ બનાવ્યાં છે. પેલું ચળકતું ભુરૂં આકાશ કેવડું મોટું છે! એ કેવું અદ્ધર ઉભું છે! એ આકાશને પણ ઇશ્વરે બનાવ્યું છે! આકાશમાં દેખાતા સૂર્ય, ચંદ્ર અને તારા પણ તેણે જ બનાવ્યા છે.

આવડું મોટું જગત બનાવનારા ઈશ્વરની શક્તિ કેટલી બધી હશે! કોઇ પણ વાત ઈશ્વરથી છાની રહેતી નથી. તમે એકલા છાનામાના કંઇ કામ કરો પણ ઈશ્વર તો તે જુએ જ. કોઇની પેન, ચોપડી કે કાંઇ વસ્તુ છાનીમાની લઈ લેવાનો વિચાર કરીએ કે તરત આપણી અંદરથી કોઇ કહે છે, "ન લેવાય; એ તો ખોટું કહેવાય." કંઈ કામ કરતાં અંદરથી આમ કોઇ ના પાડે તો તે કામ કદી કરવું નહિ.

ઇશ્વર બહુ દયાળુ છે. આખા જગતને તે ખાવા પીવાનું આપી પોષે છે. દુનીઆને તેજ અને ગરમી આપવા તેણે સૂર્ય, ચંદ્ર, અને અગ્નિ બનાવ્યાં છે. શ્વાસ લેવા માટે

સ્વચ્છ ચોકખી હવા અને પીવા માટે ચોકખું, નિર્મળ પાણી પણ એણે જ બનાવ્યાં છે. એણે જ હાથ, પગ, મોઢું, આંખ, કાન, નાક વગેરે શરીરનાં અંગ બનાવ્યાં છે. દયાળુ અને શક્તિમાન ઇશ્વરને પ્રસન્ન કરવા આપણે હંમેશાં યત્ન કરવો જોઇએ. ઈશ્વર શાથી પ્રસન્ન થાય તે તમે જાણો છો ? એણે આપણને આપેલી વસ્તુઓનો સારો ઉપયોગ કરવાથી તથા બીજાઓને મદદ કરવાથી તે પ્રસન્ન થાય છે. આંખોથી સારી વસ્તુઓ જોવી અને સારાં પુસ્તક વાંચવાં; કાનથી માબાપ અને ગુરૂ જે શિખામણ આપે તે સાંભળવી; નાકથી સુગંધ લેવી અને દુર્ગંધ હોય તો તે જાણી દૂર કરવી. હાથપગ વડે મહેનત કરી માતાપિતા અને ગુરૂઓની સેવા કરવી. વળી એની બનાવેલી કોઈ ચીજને નકામી બગાડવી નહિ. જરૂર વગર ઝાડનાં ફૂલ કે પાંદડાં તોડવાં નહિ. નકામું પાણી ઢોળવું નહિ. કોઇ પણ જગાને કચરો નાંખી ગંદી કરવી નહિ. આમ ઇશ્વરે આપેલી બધી ચીજોનો સારો ઉપયોગ કર્યાથી અને બધાંને મદદ કરવાની ટેવ રાખ્યાથી ઈશ્વર પ્રસન્ન થાય છે.

ईश्वर एक ज छे.

---

# પાઠ ૮ મો—ઈશ્વરસ્તુતિ

**વિશ્વસ્વામી મતિ દીનાનાથ ક્ષમા**

અહો ! દેવના દેવ હે વિશ્વસ્વામી,
કરૂં હું સ્તુતિ આપની શીશ નામી;
દયાળુ પ્રભુ આપદાથી ઉગારો,
દીનાનાથ તું એક આધાર મારો. ૧

પ્રભો, આપ છો સર્વને પાળનારા,
તમે છો સદા આપદા ટાળનારા;
કીધા છે કરોડો તમે ઉપકારો,
દીનાનાથ તું એક આધાર મારો. ૨

હું છું રાંકનો રાંક અજ્ઞાન પ્રાણી,
ન મારી કશી વાત તુંથી અજાણી;
કરો હે દયાળુ ક્ષમા વાંક મારો,
દીનાનાથ તું એક આધાર મારો. ૩

અમે બાળકો બોલીએ હાથ જોડી,
અમારી મતિ હે પ્રભુ છેક થોડી;
દયા લાવીને પ્રાર્થના દીલ ધારો,
દીનાનાથ તું એક આધાર મારો. ૪

અમે ને કુટુંબી જનો જે અમારાં,
રહીએ શરીરે સુખી સર્વ સારાં;
સદા આપજો આપ સારા વિચારો,
દીનાનાથ તું એક આધાર મારો. ૫

નથી મેં કરી આપની કાંઇ ભક્તિ,
નથી આપના ગુણ ગાવાની શક્તિ;
દયા લાવીને દાસ દુઃખો નિવારો,
દીનાનાથ તું એક આધાર મારો. ૬

(સરકારી વાચનમાળા)

ईश्वर जगतनो सरजनहार छे, एने रोज भजो.

---

## પાઠ ૯ મો—ઈંદ્રિયો

વિવિધ જ્ઞાનેંદ્રિયો કર્મેંદ્રિયો

આંખ વડે ચીજોનાં રૂપ અને રંગનું, કાન વડે અવાજનું, નાક વડે વાસનું અને જીભ વડે સ્વાદનું ભાન થાય છે. આંખ, કાન, નાક, જીભ એ બધી ઈંદ્રિયો કહેવાય. આ ચાર ઈંદ્રિયો ઉપરાંત સ્પર્શને જાણનારી એક પાંચમી ઈંદ્રિય પણ છે. એ પાંચમી ઈંદ્રિય તે શરીરની ચામડી. બીજી ઈંદ્રિયો તો એકલા માથાના ભાગમાં જ આવેલી છે. પણ આ ઈંદ્રિય તો આખા શરીર પર છે.

આંખ વડે ચીજોનાં રૂપ, રંગ અને આકારનું ભાન થાય છે; કાન તેમનાથી થતા અવાજને સાંભળે છે;

નાક વડે તેમની ગંધનું આપણને ભાન થાય છે; અને જીભથી તેમના સ્વાદ પરખાય છે. ચામડીથી વસ્તુઓ સુંવાળી છે કે કરકરી, કઠણ છે કે પોચી તથા ઠંડી છે કે ઉની એની ખબર પડે છે. આ પ્રમાણે આ પાંચ ઈંદ્રિયોથી વસ્તુઓના વિવિધ ગુણોનું ભાન થાય છે, તેથી તે જ્ઞાનેંદ્રિયો કહેવાય છે. એ ઈંદ્રિયો ન હોય તો દુનીઆની વસ્તુઓનું જ્ઞાન આપણને થાય નહિ. આપણા મગજની એ બારીઓ છે. તેમની વાટે મગજને બહારની દુનીઆનું ભાન થાય છે.

મગજ એ વિચારની જગા છે. એના વડે આપણે વિચાર કરી શકીએ છીએ. મગજ એ વિચારનું સાધન છે.

આંખ, કાન, નાક, જીભ તથા ચામડી વડે દુનીઆની વસ્તુઓના ગુણોનું ભાન થાય છે, પણ હાથ, પગ, મોઢું, વગેરે ઈંદ્રિયોથી કામ થાય છે. આ ઉપરથી જે વડે વસ્તુઓના ગુણોનું ભાન થાય છે તે ઈંદ્રિયો જ્ઞાનેંદ્રિયો કહેવાય છે, અને કામ કરનાર ઈંદ્રિયો કર્મેંદ્રિયો કહેવાય છે.

---

# પાઠ ૧૦ મો—ઉંદરની કહાણી ભાગ ૧

કરચ　　　ફુંફાળું　　　ઝંખવાઈ



ચંદુલાલ સાંજના વાળુ કરવા બેઠા હતા. તેવામાં તેણે 'ચું' 'ચું' 'કટ્' 'કટ્' એવો અવાજ સાંભળ્યો, અને જાણે કોઈ ઉતાવળથી દડબડ દોડતું હોય એમ લાગ્યું. વાંકો વળી જુએ છે તો તેણે એક નાના ઉંદરને જોયો. તે ભોંય પર પડેલી રોટલીની કરચો ખાતો હતો.

ઉંદર—ભાઇ, હું એક કરચ ખાઇને આ ચાલ્યો !

ચંદુલાલ—ના રે ભાઇ, અહીં રહેને; તારે જોઇતી હોય તો લે આ બીજી કરચો.

ઉંદર—(ગભરાતો) પણ મીની માશી કયાં છે ?

ચંદુલાલ—હું છું ત્યાંસુધી મીની તારો વાંકો વાળ નહિ કરે. તું કયાં રહે છે ?

ઉંદર—(આસપાસ જોતો, બીતો બીતો) ના, ભાઇ ના, હું અહીં રહેતો નથી. હું તો રસોડામાં ચુલો છે, તેની પાસેના દરમાં રહું છું. ત્યાં મારું સુંદર હુંફાળું દર છે. દરની અંદર કાગળના કડકા અને રૂ પાથરી અમે સૂઇએ છીએ. મારા ઘરમાં જવાનો રસ્તો લાંબો, સાંકડો અને અંધારાવાળો છે. વળી તેમાંથી ભીંતોની અંદર પણ ભોંયરાં બનાવ્યાં છે. મારે પાછા જવું છે; પણ રસોડામાં મીની છે તેની મને ધાક લાગે છે. રસોડામાં હું કઇક ખાવાનું શોધવા આવ્યો હતો, તેવામાં તેણે મને જોયો. તેણે મારા પર તરાપ તો મારી, પણ હું જરા આઘો ખસી ગયો અને નાઠો. તે વખતે તેજ હતું, તેથી મને બરાબર દેખાયું નહિ, અને હું ગભરાટનો માર્યો અહીં ચાલી આવ્યો.

ચંદુલાલ—તેજ હતું તેથી દેખાયું નહિ ! તું શું બોલે છે ?

ઉંદર—તેથી જ ન દેખાયું તો ! અમારી આંખો એવી હોય છે કે અમને અંધારામાં દેખાય. અમે આખો દહાડો અંધારા દરમાં અને ભોંયરામાં રહીએ, એટલે અજવાળામાં અમારી આંખો ઝંખવાઇ જાય. અમારા ઘરમાં અમે દીવા રાખતા નથી. અંધારામાં જોઇ શકીએ, એટલે દીવા શું કામ રાખવા પડે ?

ચંદુલાલ—હા, અલ્યા! તારી આંખો તો મોટી અને ચળકતી છે.

પોતાની આંખનાં વખાણ સાંભળી ઉંદર ખુશ થયો.

---

## પાઠ ૧૧ મો—ઉંદરની કહાણી ભાગ ૨

શિકાર સરવા ધાંધલ

ઉંદર—મારી મૂછો તેં જોઈ?

ચંદુલાલ—હા, તે લાંબી અને મઝેની છે.

ઉંદર—(મૂછે હાથ ફેરવી) હું મારી મૂછો અને આખું શરીર બહુ સાફ રાખવા મથું છું. મારૂં શરીર ગંદું રહે તે મને ગમતું નથી. મૂછોથી મોઢું શોભે છે, એટલુંજ નહિ પણ તે મને બહુ કામની છે. કોઇ કાણામાં પેસતાં હું એને બન્ને બાજુ લાંબી રાખું છું. જો મારી મૂછો કાણામાં સીધી પેસે, તો મારૂં શરીર પણ તેમાં પેસે એ નક્કી. તમે હાથથી સુંવાળું, કરકરૂં, ગરમ, ઠંડું જાણો છો; પણ મારા હાથ એ કામમાં નથી આવતા. એ કામ હું મારી મૂછોથી કરૂં છું. વળી મારા કાન બહુ સરવા છે. બિલાડી કેવી

અવાજ કર્યા વગર ચાલે છે! એને પગે ગાદી હોય છે. પણ હું તેનાં એ પગલાં સાંભળી શકું છું.

ચંદુલાલ—તું કોઈ પ્રાણીનો શિકાર કરે છે કે ?

ઉંદર—હું તે શું શિકાર કરૂં! મારો જ શિકાર થાય છે ને! મારા કાન સરવા છે, મારી મૂછોની શક્તિ સારી છે, મારૂં શરીર ભૂખરૂં તથા ઓછા અજવાળામાં ન દેખાય એવું છે, હું બહુ ચપળ છું, અને તેથી જ બચું છું. મેં કહ્યું તે કારણથી જ મારી જાત બચવા પામી છે; નહિતર બિલાડીએ અમને ક્યારનાએ પુરા કર્યા હોત.

ચંદુલાલ—અલ્યા! રાતે તો તમે બહુ ધાંધલ મચાવો છો અને ઉંઘવા પણ દેતા નથી!

ઉંદર—એ તો જરા ગમ્મત! બિલાડી ન હોય અને કોઈ ન હોય ત્યારે દરમાંથી નીકળી અમે રમીએ, કુદીએ, બધી ચીજો વેરી નાંખીએ, અને ખૂબ મઝા કરીએ. પણ બિલાડી આવે તો તરત જીવ લઇ નાશી જઇએ, અને દરમાં ભરાઈ જઇએ.

---

# પાઠ ૧૨ મો—પૈસાની કહાણી

**નમસ્કાર તાલેવંત**

નમસ્કાર ભાઈ! મને ઓળખો છો કે? મને જોઈ કેવા ખુશ થાઓ છો! મારૂં નામ પૈસો છે. તમારૂં દરેકનું જુદું નામ હોય છે; કોઇનું નામ 'રમણલાલ' તો કોઇનું 'ચીમનલાલ.' અમારૂં દરેકનું જુદું નામ હોતું નથી. મારૂં નામ 'પૈસો' અને મારા ભાઈનું નામ પણ 'પૈસો.' અમે તો બધા જ 'પૈસા'.

અમે બધા એકસરખા છીએ. અમને વીશ કે પચ્ચીશને ભેગા મૂકશો તો અમારામાં કાંઈ ફેર જણાશે નહિ. જુઓ, મારે હાથપગ નથી; એકલું ડોકું છે અને તે પણ મારૂં નથી. જે દેશમાં હું બનું છું તેના રાજાનું એ ડોકું છે.

મારે ઘણા ભાઇ છે. એમાંના કોઇ કોઇને હું રસ્તે કોઇ વાર મળું છું; પણ મેં મારા બધા ભાઇ જોયા નથી. મારા ભાઈ એટલા બધા છે કે તમે ગણવા બેસો તો પાર પણ ન આવે! મેં મારા બધા ભાઇ જોયા નથી, પણ તેમાં શું? હું જાણું છું કે તે બધા પોતપોતાનું કામ સારી રીતે કરે છે.

અમે શું કામ કરીએ છીએ તે તમારે જાણવું છે? અમે હમેશાં ફરતા ફરીએ છીએ. અમે ઝાઝો વખત કોઇના ખીસ્સામાં રહેતા નથી. અમે શહેરમાં એક જગાએથી

બીજી જગાએ, અને એક શહેરથી બીજે શહેર જઇએ છીએ. હું એટલી બધી જગાએ જઇ આવ્યો છું કે તે બધીનાં નામ પણ મને યાદ નથી રહ્યાં. પણ હું જ્યાં જાઉં છું ત્યાં લોકો મને જોઇ ખુશ થાય છે. ગરીબ અને તાલેવંત બધા મને લેવા ઝટ હાથ લાંબો કરે છે.

જો હું ખીસ્સામાં ન હોઉં તો તમારાથી બજારમાંથી કાંઇ લેવાય નહિ. દુકાનદારના હાથમાં મને મૂકો, એટલે તમે જે માગો તે ઝટ આપે.

ગઈ કાલે સાંજે મને અને મારા કેટલાક ભાઇઓને એક કોથળીમાં મૂકયા. આખી રાત અમને ત્યાં પુરી રાખ્યા. અમે બહુએ અકળાઇએ અને બૂમો પાડીએ પણ કોઇ સાંભળે નહિ. સવારે અમને કોથળીમાંથી કાઢયા અને એકના ઉપર એક એમ સોળ સોળની ઢગલી કરી. થોડી વારે એક ભાઇ ત્યાં હસતા હસતા આવ્યા. મને લઇને બેઠા હતા તે ભાઇને હસી નમસ્કાર કર્યા અને કાંઇ આપ્યું. તેણે મારાવાળી ઢગલી ઉપાડી તેમને આપી. તેમણે અમને બધાને ખીસ્સામાં મૂકયા; અને ચાલવા માંડ્યું. ત્યાં અમે એક એક જોડે અથડાઇએ, કુટાઇએ અને બૂમો પાડીએ.

તે ભાઈએ ઘેર જઈ મને બહાર કાઢયો અને પોતાના છોકરાને બૂમ પાડી. હસતા ચહેરાવાળો, ચપળ, રમતીઆળ છોકરો દોડતો કૂદતો આવ્યો. પેલા ભાઇએ કહ્યું,

" બાબુ, તારે માટે હું એક નવો પૈસો લાવ્યો છું." " કયો, બાપાજી ?" એમ કહી બાબુએ હરખથી હાથ લાંબો કર્યો. પેલા ભાઇએ મને તેના હાથમાં મૂકયો.

તે છોકરો મને જોઈ ખુશ થયો અને મને ખીસ્સામાં મૂકી બજારમાં દોડયો. તેણે મને એક ડોશીને આપ્યો. ડોશીએ મને લઇ એક ડબ્બામાં મૂકયો. હું જરા વાર ત્યાં બેઠો હોઇશ એટલામાં એક ગાડીવાળાએ ડોશીને પાવલી આપી. ડોશીએ મને અને મારા કેટલાક ભાઇઓને બહાર કાઢી તેને આપ્યા. આમ ફરતો ફરતો હું તમારી પાસે આવ્યો છું. તમારી પાસે પણ હું બહુ નહિ જ રહું. અમારે તો ફર્યા જ કરવાનું !

नाणुं नाशवंत छे; एनो सद्दुपयोग करो.

लक्ष्मी चल अने चपल छे; ते कोइनी थई नथी अने थवानी नथी.

---

## પાઠ ૧૩ મો—ગૂજરાતનો રાજા જયશિખ:

ઉદ્યમી પ્રખ્યાત શિરપાવ સંપત્તિ
દારુણ નિશ્ચિંત બરદાસ




જૂના વખતમાં ગૂજરાત દેશ હાલના કરતાં બહુ નાનો હતો. ગૂજરાતના ઉત્તર ભાગમાં વડનગરની આસપાસનો મુલક તે જ જૂનું ગૂજરાત. ત્યાં પંચાસર નામના એક નગરમાં જયશિખર નામે રાજા રાજ્ય કરતો હતો. એ રાજા ચાવડા જાતનો રજપૂત હતો.

એના અમલમાં ગૂજરાતની પ્રજા ઘણી આબાદ અને સુખી થઇ હતી. લોકો ઉદ્યમી અને સદાચારી હતા. પુરૂષ તેમજ સ્ત્રીઓ સારી રીતે વિદ્યા મેળવતાં હતાં. રાજા ન્યાયથી રાજ્ય કરતો. વાઘ અને બકરી એક આરે પાણી પીતાં હતાં. રાજા જયશિખર પર પ્રજાનો બહુ પ્રેમ હતો. રાજાને રૂપસુંદરી નામે રાણી હતી. તે રૂપાળી ભણેલી અને સદાચારી હતી. રાણીનો ભાઈ સુરપાળ શૂરવીર યોદ્ધો હતો. પોતાની બેન જોડે તે પણ પંચાસર આવ્યો હતો અને જયશિખરની નોકરીમાં દાખલ થયો હતો.

ગૂજરાતમાં જયશિખર રાજ્ય કરતો હતો, તે જ વખત દક્ષિણમાં કલ્યાણી નામના નગરમાં ભૂવડ નામે સોલંકી રાજા રાજ્ય કરતો હતો. જયશિખરના રાજ્યનો પ્રખ્યાત કવિ શંકર એક વાર ફરતો ફરતો ભૂવડ રાજાના દરબારમાં જઈ ચઢયો. તેણે ભૂવડ આગળ સુંદર કવિતાઓ ગાઇ સંભળાવી અને એમાં ગૂજરાતની દોલતનાં ખૂબ વખાણ કર્યાં. ભૂવડે શંકર કવિને સારો શિરપાવ આપ્યો પણ ગૂજરાતની સંપત્તિથી લલચાઇ તેણે તે દેશ જીતવાનો નિશ્ચય કર્યો.

ભૂવડે મીર નામના એક સરદારને મોટી ફોજ લઇ ગૂજરાત પર ચઢાઇ કરવા મોકલ્યો. ગૂજરાતની સેના લઇ શૂરો સુરપાળ તેની સામે થયો. મીર હારી પાછો નાઠો. ફરીથી મોટી ફોજ લઇ ભૂવડ જાતે ગૂજરાત જીતવા આવ્યો.

શૂરા ગુજરાતી યોદ્ધાની સેના લઇ જયશિખર તેની સામે થયો. પંચાસરના મેદાનમાં ગુજરાતી તથા સોલંકી સેના વચ્ચે દારુણ યુદ્ધ થયું. જયશિખર ઘણી બહાદુરી અને ચતુરાઈથી લડવા લાગ્યો; પણ ભૂવડનું લશ્કર મોટું જોઇ તેને જીતવાની આશા ન જણાઈ. તેણે પોતાના સાળા સુરપાળને બોલાવી કહ્યું, 'સુરપાળ, તારી બેન રૂપસુંદરીને કોઇ પહાડ કે જંગલમાં લઇ જા, કે જેથી તે દુશ્મનને હાથ પડે નહિ." સુરપાળ રાણી રૂપસુંદરીને ગાઢા જંગલમાં લઇ ગયો.

રાણીના ગયાથી જયશિખર નિશ્ચિંત થયો. તે સિંહની પેઠે ભૂવડની સેના પર તૂટી પડયો. તેનાં અને તેના ગુજરાતી વીરોનાં પરાક્રમથી શત્રુઓ કંપી ઉઠયા. આખરે બહાદુરીથી લડતાં જયશિખર મરાયો.

રૂપસુંદરીને જંગલમાં મૂકી સુરપાળ પાછો વળ્યો. રસ્તે જ તેને જયશિખર મરાયાના અને પંચાસર પડ્યાના માઠા સમાચાર મળ્યા. એટલે તે ગિરનાર તરફના ડુંગરોમાં ભરાયો. આ બાજુ રાણીને જંગલમાં એક ભીલડી મળી, તે તેને પોતાની ઝુંપડીમાં લઈ ગઈ. તેણે તેની સારી બરદાસ કરી. જ્યારે જંગલના ભીલ લોકે જાણ્યું કે એ બાઇ તો પોતાના રાજા જયશિખરની વિધવા રાણી છે, ત્યારે તેમણે બહુ કાળજીથી તેનું જતન કરવા માંડયું.

જંગલમાં રાણીને એક પુત્ર સાંપડ્યો. તે વનમાં જન્મ્યો હતો તેથી તેનું નામ **વનરાજ** પાડ્યું. એ વનરાજે આગળ જતાં પોતાના મામા સુરપાળ અને ભીલોની મદદથી ભૂવડને હરાવ્યો અને ગૂજરાતમાં ફરી ચાવડા રાજ્ય સ્થાપ્યું.

जय जय गरवी गूजरात।

## પાઠ ૧૪ મો—ગુણવંતી ગૂજરાત

### મોઘેરા મણિમંડપ મહંત

ગુણવંતી ગૂજરાત! અમારી ગુણવંતી ગૂજરાત!
નમીએ નમીએ માત! અમારી ગુણવંતી ગૂજરાત!

મોઘેરા તુજ મણિમંડપમાં ઝુકી રહ્યાં અમ શિશ;
માત મીઠી તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ
અમારી ગુણવંતી ગૂજરાત!

સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત!
જય જય કરવા તારી જગતમાં અર્પણ કરીએ જાત;
અમારી ગુણવંતી ગૂજરાત!

હિંદુ, મુસલમીન, પારસી સર્વે માત! અમે તુજ બાળ;
અંગ ઉમંગ ભરી નવ રંગે, કરી સેવા સહુ કાળ
અમારી ગુણવંતી ગૂજરાત.

( ખબરદાર )

गूजरात हिंदनो बगीचो छे.
गूजरात गांधीजीनी कर्मभूमि छे.

# પાઠ ૧૫ મો—સંક્રાંતિ

ચીમન—આજે સંક્રાંતિ છે. આજે નિશાળે જવાનું નથી. આજે નિશાળમાં રજા છે. આજે તો પતંગ ચગાવવાના છે. આજે તો બહુ મઝા પડશે! બધા છોકરા અગાશીઓમાંથી પતંગ ચગાવશે અને પેચ નાંખી લડાવશે. આજે તો આકાશમાં બધે પતંગ પતંગ થઇ રહેશે.

મોતી—ચીમનભાઇ, આજે બાએ તલ મંગાવ્યા છે. એ તલના લાડુ કરવાના છે. મને તલના લાડુ બહુ ભાવે છે (છોકરાંઓ આમ વાતો કરતાં હતાં એટલામાં તેમના બાપ ત્યાં આવ્યા.)

મોહનલાલ—ચીમનભાઇ, આજે શેની રજા છે તે તું જાણે છે?

ચીમન—હા, બાપાજી, આજે સંક્રાંતિની રજા છે.

મોહનલાલ—સંક્રાંતિને દિવસે શું શું કરવાનું?

ચીમન—બાપાજી, સંક્રાંતિને દહાડે પતંગ ચગાવવાના.

મોતી—અને તલના લાડુ ખાવાના.

મોહનલાલ—એ તો ખરૂં. જો આજે આકાશ કેવું ચોકખું ભૂરૂં છે! તેના તરફ જોઇ રહેવાનું મન થાય છે! આવું ચોકખું આકાશ હોય ત્યારે પતંગ ચગાવવાની બહુ મઝા પડે. આપણે તલના લાડુ ખાવાના

એ પણ ઠીક છે. પણ આજે તો સારા ભણેલા માણસોને અને ગરીબોને દાન આપવું જોઇએ. આજે લોકો તલના લાડુ, પહેરવાનાં લુગડાં, અને જાત જાતના દાણા વગેરેનું દાન કરશે.

ચીમન—બાપાજી, સંક્રાંતિ વખતે શું થાય છે કે લોકો દાન કરે છે ?

મોહનલાલ—ચીમનભાઇ, તેં સૂર્યને ઉગતો જોયો છે ? એ કયી દિશામાં ઉગે છે ?

ચીમન—બાપાજી, સૂર્ય તો પૂર્વ દિશામાં ઉગે છે.

મોહનલાલ—સૂર્ય આખું વર્ષ બરાબર પૂર્વમાં ઉગતો નથી. તું બરાબર જોઇશ તો તને જણાશે કે શિયાળામાં સૂર્ય પૂર્વમાંથી દક્ષિણ તરફ ખસતો જણાય છે. દક્ષિણ તરફ ખૂબ ખસ્યા પછી સંક્રાંતિના દિવસથી તે પાછો ઉત્તર તરફ આવવા માંડે છે. આમ ઉત્તર તરફ આવતાં આવતાં તે બરાબર પૂર્વમાં ઉગે છે, અને ત્યાર પછી ઉનાળામાં તે બરાબર પૂર્વમાંથી ઉત્તર તરફ ખસવા માંડે છે. ઉત્તરમાં ખૂબ ખસ્યા પછી ફરી પાછો તે દક્ષિણ તરફ વળી બરાબર પૂર્વમાં ઉગે છે. શિયાળામાં ફરી પાછો તે દક્ષિણ તરફ ખસે છે. દક્ષિણમાં ખૂબ ખસેલો સૂર્ય પાછો ઉત્તર તરફ આવવા માંડે તે દિવસ સંક્રાંતિનો કહેવાય છે. એને

મકરસંક્રાંતિ પણ કહે છે. એ દહાડો સારો અને પવિત્ર ગણાય છે, તેથી લોકો તે દિવસે દાન આપે છે.

मकरसंक्रांति हिंदुओनुं एक मोटुं पर्व छे.

ते दिवसे विद्यार्थीओ पोताना विद्यामंदिरने दान आपे.

---

## પાઠ ૧૬ મો—સુખી કુટુંબ

સ્તોત્ર શ્લોક પ્રાર્થના

અમારા પડોશી ઈશ્વરલાલ દેસાઈ બહુ સારા આદમી છે. એમના ઘરની રીત બહુ જાણવા જેવી છે. એમને ઘેર બધાં રોજ વહેલાં ઉઠે છે. દિશાએ જઇ આવી, દાતણપાણી કરી બધાં ભેગાં મળી પ્રાર્થના કરે છે. ત્યાર પછી છોકરાંઓ વારાફરતી સ્તોત્રો અને શ્લોકો ગાય છે. પછી બધાં વારાફરતી નહાય છે. છોકરાં અને પુરુષો નહાતાં હોય છે, તેવામાં દેસાઇનાં પત્ની ઉજમબા પહેલાં પોતાનો ચોટલો ઓળી પછી છોકરીઓના ચોટલા ઓળે છે અને બધા ઓરડામાંથી પૂંજો કાઢી નાંખે છે.

ઉજમબા પૂંજો એવો સારી રીતે કાઢે છે કે ઓરડાના ખૂણામાં કે બીજે કોઈ ઠેકાણે જરા પણ ધૂળ રહેતી નથી. તે ખુરશીઓ, પેટીઓ અને જાજમ વગેરે બધું ઉપાડી, તેમની તળેથી પૂંજો કાઢે છે; છબીઓ અને

કબાટની પાછળથી પણ તે કચરો કાઢે છે. ઉજમબાનું ઘર બહુ જ ચોકખું અને ઉડીને આંખે બાઝે એવું રહે છે.

સ્તુતિ થઇ રહ્યા પછી બધાં પોતપોતાને કામે વળગે છે. છોકરા છોકરીઓ પોતાના પાઠ વાંચવા બેસે છે. છોકરીઓ વળી ઘરકામમાં માને મદદ કરે છે.

દશ વાગે જમીને થોડી વાર બેસી દેસાઇ દુકાને જાય છે અને છોકરાઓ અને છોકરીઓ નિશાળે જાય છે. દેસાઇની મોટી છોકરી છ ચોપડી ભણી રહી છે. તે ઘેર રહે છે. તે શીવવાનું શીખે છે, અને માની પાસે બેસી સારી સારી ચોપડીઓ વાંચે છે.

સાંજના નિશાળેથી આવી થોડો નાસ્તો કરી છોકરાઓ અખાડે કસરત કરવા જાય છે. દેસાઇ કોઇ વાર એકલા તો કોઇ વાર ઉજમબા અને છોકરીઓને લઇ ફરવા જાય છે

રાત્રે વાળુ કર્યા પછી બધાં રસોડાની પાસેના ઓરડામાં એકઠાં થાય છે. પછી છોકરાઓ વારાફરતી 'રામાયણ' કે 'મહાભારત' જેવી કોઇ ચોપડીમાંથી વાંચે છે. ત્યાર પછી વારાફરતી શ્લોકો અને કવિતા બોલે છે. 'નવજીવન' આવવાને દિવસે તો બધાંની ખૂશીનો પાર રહેતો નથી. બધાંને ગાંધીજીની વાતો વાંચવી બહુ ગમે છે. છોકરાંને સમજણ ન પડે તે દેસાઈજી સમજાવે છે.

દેસાઈજીના મિત્ર માવજીભાઈ આવ્યા હોય ત્યારે તો ખરી ગમ્મત થાય. માવજીભાઇ બહુ જ આનંદી સ્વભાવના છે. તે તો ઉખાણાં અને સમસ્યાનો જાણે ખજાનો ! કાંઈ કાંઈ અવનવાં ઉખાણાં પૂછે, કોયડા પૂછે અને વાતો તો એવી સરસ કહે કે ઉઠવાનું મન પણ ન થાય. એમને ગીતો પણ બહુ સરસ આવડે છે.

રાતના નવ વાગે એટલે બધાં પ્રાર્થના કરી સૂઈ જાય છે. દેસાઇજીનું કુટુંબ ખરેખર બહુ સુખ ભોગવે છે. દેસાઇજી પૈસાદાર છે પણ નોકર રાખતા નથી. તે કહે છે કે નોકર રાખ્યાથી આપણને હુંપદ આવે. તેઓ જાતે ઘરનું કામ કરે છે. બજારમાંથી શાક લઇ આવતાં કે બીજી કાંઇ ભારે ચીજ ઉંચકી લાવતાં તેમને શરમ લાગતી નથી. તેમનાં છોકરાં પણ નાહીને પોતપોતાનાં લુગડાં ધોઈ નાંખે છે, અને જમ્યા પછી પોતપોતાનાં થાળી વાડકા માંજી નાંખે છે.

દેસાઇજીના ઘરમાં બધાં ખાદી પહેરે છે, અને રોજ ગમે તેમ કરી વખત કાઢી એક કલાક કાંતે છે. તેઓ કાંતે છે તે જ સુતરને વણાવી તેનાં કપડાં પહેરે છે. એમના ઘરમાં છોકરાં લડતાં નથી અને કજીઓ કંકાસ કરતાં નથી. આવું સારૂં કુટુંબ કોને ન ગમે !

कुटुंबप्रेम राखो अने घरकाम उमंगथी करो.

# પાઠ ૧૭ મો—ઘરમાં વર્તન

મારા ઘરની સામે મોતી નામનો છોકરો રહે છે. એની મા એને કાંઇ કામ સોંપે તો તે પહેલાં તો ના જ પાડે. બહુ ધમકાવે ત્યારે બબડતો અને પગ પછાડતો કામ કરવા જાય. ઘરનું કામ કરવાનું હોય તો કહે 'મને થાક લાગ્યો છે' અને એ જ વખતે કોઈ દોસ્તદાર રમવા બોલાવે તો તરત રમવા દોડે.

ઘરમાં તેની બેન કે બા માંદી હોય તોપણ પાસે બેસે નહિ. ઘરના કામમાં એ બહુ જ બેદરકાર રહે. એની બેનને તો એ બહુ જ પજવે. તેના કામમાં ખોડો જ કાઢયા કરે, અને તેના ચાળા પાડયા કરે. તેની કોઇ સારી ચીજ હોય તો તે પોતે લઈ લે અને કહે કે મારી છે.

બજારમાંથી કાંઇ ચીજ લઈ આવવાની હોય તો તેને શરમ લાગે. એનાં લુગડાં તથા ચોપડીઓનું પણ કાંઈ ઠેકાણું નહિ. એને જોઈતી ચીજ કદી જડે નહિ. એની બેન બિચારી એની ચીજો ઉંચે મૂકી મૂકીને થાકે. તેના બાપાએ તેને બહુ શિખામણ દીધી પણ તે સુધર્યો નહિ.

એક દિવસે તે દેસાઇજીના છોકરા મગનને રમવા બોલાવવા ગયો. તે રમવામાં બહુ ચપળ અને હોંશિયાર હતો. એનો આનંદી સ્વભાવ બધાને ગમતો.

મોતી ગયો ત્યારે મગન પોતાની બેનનું માથું દાબતો
.. તેની બેનને આજે તાવ આવ્યો હતો.



મોતીએ તેને રમવા આવવા કહ્યું. ત્યારે તેણે ના
ડી. તેણે કહ્યું, "મારી બેન માંદી છે. હું પાસે બેસું
ત્યારે તેને બહુ ગમે છે. મારી પર બેનનું બહુ વહાલ
રમવાથી મને આનંદ થાય તેના કરતાં મારી વહાલી
ને સુખી કર્યાથી મને વધારે આનંદ થાય છે."

મોતીએ જોયું તો મગનનો ઓરડો ઘણો જ ચોકખો
.. તેની બધી ચોપડીઓ બરાબર ગોઠવીને મૂકેલી હતી.
ાં બધાં કપડાં બરાબર ખીંટીએ મૂકેલાં હતાં. મોતી
વા જતો હતો એટલામાં મગનને તેની માએ બોલાવ્યો

એટલે મગન 'જી' કહીને તુરત ત્યાં ગયો. તેની માએ તેને બજારમાં જઇ બેનને માટે મમરા લાવવા કહ્યું. ઘણી ખૂશીથી તે ઝપાટા ભેર તે કામ કરવા ગયો.

મોતી તો આ બધું જોઈને છક્ક થઇ ગયો. તેણે પોતાના મનમાં મગનના જેવા થવાનો નિશ્ચય કર્યો. તેને સમજાયું કે ઘરનું કામ કરવામાં કાંઇ શરમ નથી. પોતાની બેન જોડે પોતે લઢતો અને તેને પજવતો તેની તેને બહુ શરમ લાગી. પોતાનાં માબાપને માન આપવાનો તથા પોતાની બધી ચીજો ઠેકાણે મૂકવાનો તેણે ઠરાવ કર્યો.

મોતીએ પોતે કરેલો ઠરાવ બરાબર પાળ્યો. મગનની સોબતથી તે ખરેખર સુધરી ગયો.

सोबत तेवी असर.



# પાઠ ૧૮ મો—સોબતની અસર

ગંગામાં ગયું જે જળ, ગણાયું તે ગંગાજળ,
ગટરમાં ગયું જળ, ગંદુ તે ગણાયું છે,
ખારે દરિયે ગયું તે, ખરેખરૂં ખારૂં થયું,
છાશમાં પડયું તે છાશ રૂપ થઇ છણાયું છે;
શેલડીએ શોષ્યું, થયું શેલડીના રસરૂપે,
ચૂનામાં ભળ્યું તે, ચૂના રૂપ થઇ ચણાયું છે;
એક જ આકાશની, પેદાશ દલપત કહે,
જેવો જેવો જોગ થયો, તેવું તે જણાયું છે.

( દલપતરામ )

# પાઠ ૧૯ મો—શૂરો કેશવ

નાળું  આંતર્યા  મુખી  અણસારો
આડું  જુથ



કેશવ શૂરો હતો. તેને કશી વાતની બીક ન મળે. નાનો હતો ત્યારે પણ અંધારામાં ઘરને ત્રીજે માળ જવું

હોય તો તે તરત જાય. અંધારી ઘોર રાત હોય અને તેને ગામ બહાર મોકલો તો તે જતાં ન ડરે.

કેશવને પત્તાં કે સોગટાંબાજી રમવાં ગમતાં નહિ. તે એ રમતોને નમાલી રમતો કહેતો. લાંબે ફરવા જવું હોય, કે 'આંબલી પીપળી' કે 'ખો ખો' રમવી હોય તો કેશવ તૈયાર. કેશવને કસરતનો બહુ શોખ હતો. તે દંડ બેઠક કરતો, મગદળ ફેરવતો અને કુસ્તી પણ કરતો. કસરતથી એનું શરીર પણ ઘણું સારૂં થયું હતું.

એક વાર કેશવ અને તેનાં સગાંઓ ગાડાં કરી જાત્રા કરવા નીકળ્યાં. એક દિવસ સમીસાંજને વખતે તેમનું ગાડું એક નાના નાળામાંથી પસાર થતું હતું. રસ્તાની બંને બાજુ ઉંચી ભેખડો હતી. ભેખડ વચ્ચે ઢાળ ઉતરી ગાડું નદીના મધ્ય ભાગમાં આવ્યું, એટલે પાંચ છ ચોર તેની આસપાસ ફરી વળ્યા.

એક ચોરે બળદ આંતર્યા. બધાં ગાડામાંથી ઉતરી પડ્યાં. ચોરના મુખીએ બૂમ મારી કહ્યું, "અલ્યો, જે હોય તે અહીં મૂકી દો." કેશવે અણસારો કર્યો એટલે બધાંએ પોતાની ચીજોનો એક ઠેકાણે ઢગલો ન કરતાં તેમને છુટી છુટી નાંખી દીધી.

ચોરનો મુખી નીચો વળી પેલી ચીજો તપાસવા લાગ્યો. કેશવ આવો જ કોઇ લાગ જોતો હતો. તેણે ગાડાનું આડું કાઢી તેની પર જોરથી ઘા કર્યો. બીજા ચોર કેશવ

પર ધસી આવ્યા, પણ તેણે પેલું આડું એવું તો દાવથી ફેરવવા માંડયું કે તે ચોરોનાં પુંઠીઆં જ રંગાઇ ગયાં. કેશવની હિંમત જોઇ તેની જોડેનાં માણસોને પણ શૂર ચઢયું. તેઓ પણ આડાં તથા ડાંગો લઇ તેની મદદે ગયાં. આટલાં બધાં માણસોનું જૂથ જમેલું જોઇ ચોરો નાશી ગયા.

हिंमते मरदा तो मदद खुदा.

---

## પાઠ ૨૦ મો—પાણી ભાગ ૧

જળાશય સ્વચ્છ કંસારી

દુનીઆમાં પાણી જુદે જુદે ઠેકાણે જોવામાં આવે છે. તળાવમાં, નદીમાં, નાનાં મોટાં ઝરણાંમાં અને ધુધવાટા મારતા દરિઆમાં પાણી હોય છે.

જમીનની અંદર ઉંડું ખોદતાં પાણી નીકળે છે ત્યારે તેને કુવો કહે છે. કુવાની અંદર જવા આધેથી પગથીઆં કર્યા હોય તો તેવો કુવો વાવ કહેવાય. ઘણા જથામાં પાણી હોય તેવી જગા જળાશય કહેવાય. કુવા, વાવ, તળાવ, નદી વગેરે બધાં જ જળાશય કહેવાય.

**પાણી બહુ જરૂરી ચીજ છે.** કેટલાક દિવસ ખાધા વગર રહી શકાય, પણ પાણી ન મળે તો બે દહાડા પણ

જીવવું મુશ્કેલ થઇ પડે. પાણી આટલું બધું જરૂરનું છે છતાં ઘણા લોક પાણી પીવામાં બહુ ભૂલો કરે છે. ઉનાળાનો દહાડો હોય અને તરસ બહુ લાગી હોય ત્યારે ઘણા લોક એક સામટું ખૂબ પાણી પી જાય છે. વળી કેટલાક જમતી વખતે કે જમતા પહેલાં પણ ખૂબ પાણી પીએ છે. આમ બહુ પાણી પીવાથી શરીર બગડે છે.

બહુ પાણી પીધાથી નુકશાન છે, તેમ ઓછું પાણી પીવાથી પણ નુકશાન છે. તરસ લાગે અને પાણી ન પીએ તો પણ રોગ થાય. સવારના પહોરમાં પથારીમાંથી ઉઠીને તરત પાણી પીધું હોય તો તેથી કાંઇ નુકશાન નથી; પણ ત્યાર પછી થોડી વારે પાણી પીધું હોય તો જરૂર નુકશાન થાય. એ નયણેકોઠે પાણી પીધું કહેવાય. તડકામાંથી આવીને તરત પાણી પીવું નહિ. દોડીને કે રમીને તરત પાણી પીવાથી પેટમાં રોગ થાય. સુતાં પહેલાં તરત પાણી પીવું નહિ. ભારે ખાધું હોય કે તાપ પડતો હોય ત્યારે પાણી વધારે જોઇએ.

પાણી ગાળી સ્વચ્છ કરી પીવું જોઇએ. ગંદુ પાણી પીવાથી રોગ થાય. પાણીની ગોળી તથા પાણી ભરવાનાં બીજાં વાસણ રોજ વીંછળી સાફ કરવાં જોઇએ. લોટા, પવાલાં વીંછળ્યા વગર તેમાં પાણી ભરવું નહિ. રાતે દીવા આગળ જોઇને પાણી પીવું. લોટી કે લોટાથી પીવા કરતાં પવાલાથી

પાણી પીવું. તેમ કરવાથી પાણીમાં કચરો હોય તો તરત ખબર પડે. જોયા વગર પાણી પીવાથી કંસારી, મંકોડા કે વીંછી જેવાં જંતુઓ મોંમાં ગયાના ઘણા દાખલા બન્યા છે.

સાધારણ રીતે લુગડાના ગળણાથી પાણી ગાળે તો ચાલે. પાણીનું ગળણું રોજ સારી રીતે ધોવું જોઇએ. કોઇ જગાનું પાણી રોગ કરે એવું હોય તો તેને ઉકાળી ઠંડું કરી પીવું. પાણી સાફ કરવાની બીજી રીત નીચે પ્રમાણે છે. એક ગોળીમાં તળીએ ઝીણું છિદ્ર પાડી એક રેતીનો અને એક કોયલાનો એમ ઉપરા ઉપરી થર કરે છે. પછી ઉપરથી પાણી રેડે છે. તે પાણી પેલા થરોમાં ગળાઇને નીચે ઉતરે છે અને નીચે મૂકેલી બીજી ગોળીમાં પડે છે. એ પાણી ઘણું ચોક્ખું થાય છે.



---

# પાઠ ૨૧ મો—પાણી ભાગ ૨

ઘણું કરીને પીવાનું પાણી બે રીતે ગંદુ થાય છે. પાણી જમીન પર થઇ વહેતું હોય છે, ત્યારે જમીન પરનો કચરો તેમાં દાખલ થાય છે. ચોમાસામાં બધા ગામનો કચરો નદીમાં ધોવાઇ જાય છે. ઘણી વાર એવું બને છે કે ખાળ-કુવામાંનું અથવા બીજું ગંદુ પાણી જમીનમાં ઝરે છે અને પાસે કોઇ કુવો હોય તો તેમાં જાય છે. એથી કુવાનું પાણી ખરાબ થાય છે.

વળી કેટલીક વાર તો આપણે જાતે પાણીને ખરાબ કરીએ છીએ. તળાવ કે નદીને કિનારે આપણે મળમૂત્રનો ત્યાગ કરીએ છીએ. આ ટેવ ઘણી બુરી છે. એથી જળાશયનું પાણી ગંદુ થાય છે. પાણીમાં નહાવા ધોવાથી પણ શરીરનો મેલ અને કચરો તેમાં જાય છે. નદીઓમાં ગામની ગટરો ખોલી દે છે, તેથી આખા ગામનો કચરો તેના પાણીમાં જાય છે.

આ ઉપરથી સમજાય છે કે જળાશયોને કિનારે મળમૂત્રનો ત્યાગ ન કરવો જોઈએ. ગામની ગટર ખુલતી હોય અથવા લોક નહાતા ધોતા હોય એવા જળાશયનું પાણી પીવું નહિ. કેટલાક કુવા બહુ ઉંડા હોતા નથી, તેમજ અંદરથી ચણેલા પણ હોતા નથી. આવા કુવામાં

ખાળકુવાનું જમીનમાં ભરેલું પાણી આવવાનો સંભવ છે. એવા કુવાનું પાણી પીવું નહિ. કુવાને પાકું ચણેલું થાળું અને તેને ફરતી ચોકડી હોવી જોઈએ. એમ ન હોય તો થાળા ઉપર ધોયેલાં લુગડાંનું મેલું પાણી તેની અંદર જાય અને પાણી બગડે.

પાણીમાં બે જાતની અશુદ્ધિ એટલે મેલ હોય છે; એક પાણીમાં ઓગળી ગયેલી અને બીજી નહિ ઓગળી ગયેલી. લુગડાના ગળણાથી અથવા રેતી અને કોયલાના થરથી નહિ ઓગળેલી અશુદ્ધિ દૂર કરી શકાય છે. પાણીને ઉકાળી તેની વરાળને ઠંડી પાડવાથી ઓગળેલી અશુદ્ધિ દૂર કરી શકાય છે.

સૌથી ચોખ્ખું વરસાદનું પાણી. એથી બીજે નંબરે ઉંડા કુવાનું પાણી. કાંઇ મેલ ન આવતો હોય તો નદી કે ઝરણાનું પાણી સારૂં. તળાવનું કે એવું નહિ વહેતું પાણી સૌ કરતાં ખરાબ. જો તેવા તળાવમાં લોકો નહાતા ધોતા હોય તો તો તેનું પાણી કદી પીવામાં વાપરવું નહિ.

पाणी ए जीवननी एक मोटी जरूरीआत छे.
पीवामां हंमेशां स्वच्छ पाणी ज वापरो.

---

# પાઠ ૨૨ મો—બહાદૂર બાબુ

અભિમાન  તત્પર  હડકવા



બાબુ ઘણો હિંમતવાન છોકરો હતો. તે રોજ અખાડે જતો અને કસરત કરતો. કસરત કરવાથી તેનું શરીર

ઘણું મજબૂત થયું હતું. તે અંધારે જતાં બીતો નહિ. રાતના ગમે ત્યાં જવું પડે તો તે જતો.

બાબુ જબરો હતો પણ એને પોતાના જોરનું અભિમાન નહોતું. તે પોતાનાથી નાના કે નબળા છોકરાઓને કદી પજવતો નહિ. એમ કરવું તે બાયલાનું કામ છે એમ તે માનતો. એનું મોઢું હંમેશાં હસતું અને આનંદી રહેતું.

ગરીબ તથા દુઃખીને મદદ કરવા તે હંમેશાં તત્પર રહેતો. એક વાર તે ફરવા જતો હતો તેવામાં 'હડકાયું કુતરૂં આવે છે,' 'હડકાયું કુતરૂં આવે છે' એવી બૂમો તેણે સાંભળી. બધા લોક ગભરાઈને ઓટલા પર ચઢી જતા હતા. હડકાયું કુતરૂં કરડે તો હડકવા થઈ માણસ મરી જાય તેથી લોકો આટલું બધું બીતા હતા.

પોતાની જાતને બચાવવામાં લોકો નબળાં કે નાનાંની દરકાર કરતા નહોતા. એક નાની છોકરી અને તેના નાના ભાઈથી કોઈ ઓટલા પર ચઢાયું નહિ, અને પેલું હડકાયું કુતરૂં તો પાસે આવી પહોંચ્યું. તે બંને ગભરાઈને રડી પડ્યાં.

બાબુએ તેમને કહ્યું, "તમે જરા પણ ગભરાશો નહિ. એ કુતરૂં તમને નહિ કરડે. બીશો નહિ." આમ કહી તેણે પોતાનો કોટ કાઢી ઝટ પોતાના ડાબા હાથ પર વીંટી

દીધો. કુતરૂં પાસે આવ્યું એટલે તેણે ડાબો હાથ કુતરાના મોં સામો ધર્યો. કુતરાએ તે પકડ્યો કે તુર્ત બીજે હાથે જોરથી તેણે તેના કપાળમાં લાકડીના ફટકા મારવા માંડ્યા. લાકડીના ઝપાટા બરાબર વાગવાથી તે હડકાયું કુતરૂં મરી ગયું.

હડકાયા કુતરાના મોંમાંથી લાળ ગળે છે, તે ઝેરી હોય છે. પોતાના શરીર પર તે ઝેરી લાળ ન પડે, અને કુતરાના દાંત વાગે નહિ તેથી બાબુએ પોતાના હાથ પર કોટ વીંટ્યો હતો.

હડકાયું કુતરૂં ઓળખવાની રીત એ છે કે તેની પુંછડી લબડી ગઇ હોય છે. તેના મોંમાંથી લાળ ગળ્યા કરે છે. તેનાથી એક ઠેકાણે કદી બેસી રહેવાતું નથી. તે ગાંડાની પેઠે દોડ્યા જ કરે છે. તમે ઓટલા પર ચઢી જાઓ તો ત્યાં તે તમને કરડવા આવે નહિ. એ તો સીધું દોડ્યું જ જાય અને અડફટમાં આવે અથવા પાસે હોય તેને કરડે.

તે કુતરૂં મરી ગયું એટલે પેલા ઓટલા પર ચઢી ગયેલા બીકણ લોક નીચે ઉતર્યાં અને બાબુનાં વખાણ કરવા લાગ્યા, પણ બાબુ તો ત્યાંથી ચાલ્યો ગયો હતો.

शक्तिनो सदुपयोग परोपकार करवामां ज छे.

---

# પાઠ ર૩ મો—છ ઋતુઓ

હેમંત શિશિર વસંત ગ્રીષ્મ વર્ષા શરદ
વૃષ્ટિ ઉકળાટ સરવરીઆં મેહ




આપણે આગળ શીખી ગયા કે વર્ષના બાર મહિના છે. આપણે એ પણ શીખી ગયા છીએ કે શિયાળો, ઉનાળો અને ચોમાસું એવી વર્ષની ત્રણ ઋતુઓ છે. આપણે એ પણ જોયું કે બધી ઋતુઓમાં દહાડો અને રાત સરખાં હોતાં નથી. શિયાળામાં દહાડો ટૂંકો અને રાત લાંબી હોય છે. ઉનાળામાં એથી ઉલટું એટલે કે દહાડો લાંબો અને રાત ટૂંકી હોય છે. શિયાળામાં ટાઢ પડે છે અને ઉનાળામાં તાપ પડે છે.

હવે જરા વધારે ઝીણી નજરે ઋતુઓની બાબત તપાસીએ. ચોમાસું પુરૂં થયા પછી એકદમ ખૂબ ટાઢ પડવા માંડતી નથી. ટાઢ ધીરે ધીરે વધતી જાય છે. આમ હોવાથી આપણે શિયાળાના બે ભાગ પાડી શકીએ; ઓછી ટાઢવાળો

શિયાળાનો ભાગ અને ઘણી ટાઢવાળો ભાગ. ઓછી ટાઢવાળા ભાગને એટલે કે આસો તથા કારતક એ બે માસને હેમંત ઋતુ કહે છે. વધારે ટાઢવાળા માગશર તથા પોષ. એ બે માસને શિશિર ઋતુ કહે છે. આ પ્રમાણે શિયાળાના બે ભાગ થયા. (૧) હેમંત અને (૨) શિશિર.

ઉનાળાના પણ એ જ પ્રમાણે બે ભાગ પડે છે. શિયાળો પુરો થતાં કાંઇ એકદમ ખૂબ તાપ પડવા માંડતો નથી. પહેલાં તો ટાઢ ઓછી થાય છે અને પછી ધીરે ધીરે તાપ વધવા માંડે છે. મહા અને ફાગણ એ બે મહિનાઓમાં ટાઢ ઓછી થાય છે અને હવા ધીરે ધીરે ગરમ થતી જાય છે. ઉનાળાનો આ પ્રથમ ભાગ વસંત ઋતુ કહેવાય છે. ત્યાર પછીના બે માસમાં એટલે ચૈત્ર વૈશાખમાં તાપ વધવા માંડે છે. વૈશાખમાં તો ખૂબ જ તાપ પડે છે. ઉનાળાનો આ ભાગ ગ્રીષ્મ ઋતુ કહેવાય છે.

ચોમાસાના પણ બે ભાગ છે. જેઠ તથા અષાડમાં સારી પેઠે ઉકળાટ અને વૃષ્ટિ થાય છે. અને શ્રાવણ તથા ભાદરવામાં વૃષ્ટિનું જોર ઘટી જાય છે. જેઠમાં ખૂબ ઉકળાટ થયા બાદ એકાદ દિવસે પવન જોરથી ફુંકાય છે અને વિજળીના ચમકારા તથા કડાકાઓ સાથે વરસાદ જોરથી તુટી પડે છે. ચોમાસાનો પહેલો ભાગ વર્ષા ઋતુ કહેવાય છે. શ્રાવણ માસમાં વરસાદ ઘણે ભાગે જોરથી પડતો

નથી, પણ ઝરમર ઝરમર પડે છે. આ કારણથી એવો વરસાદ 'શ્રાવણનાં સરવરીઆં' અથવા 'ઝીણો મેહ' કહેવાય છે. ચોમાસાનો આ બીજો ભાગ શરદ ઋતુ કહેવાય છે.

ઋતુનું બીજું નામ મોસમ છે. હવે આપણને સમજાય છે કે વર્ષની છ ઋતુઓ છે. હેમંત, શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા અને શરદ—એવાં છ ઋતુઓનાં નામ છે.

વસંત ગ્રીષ્મ ઉનાળો જાણ, વર્ષા શરદ ચોમાસું માન;
હેમંત શિશિર શિયાળો સહી, વર્ષ એકની છ રત કહી.

દુનીઆના બધા દેશોમાં આ પ્રમાણે ઋતુઓ હોતી નથી. ઘણેખરે ઠેકાણે ઉનાળો તથા શિયાળો એવી બે જ મોસમો જેવામાં આવે છે. પૃથ્વીના મધ્ય ભાગમાં તો ઋતુના ભેદ જેવામાં આવતા જ નથી, કારણ કે ત્યાં શિયાળો થતો જ નથી.

ऋतुओनी बलिहारी आपणा देशमां ज छे.



# પાઠ ૨૪ મો—ગ્રીષ્મ ઋતુનો મેળો

(રોળાવૃત્ત)

ઇશ્વરનો મહિમાય, ગ્રીષ્મમાં લીધો નીરખી;
શીતળ ઝાડની છાંય, ફળ ફૂલ ઝુલે હરખી.
આ આંબો સોહાય, કોકિલા ટહુકા કરતી;
ધરતી તપતી જાય, મોગરે સુગંધ ભરતી.

(તોટક)

આંબોઃ—વનમાં તરુમાં હસતી રમતી,
દઈ મોર વસંત ગઈ ભમતી.
પછી ગ્રીષ્મ થતાં બહુ કેરી ફળી,
લલચાય જનો લહી લીલી ભલી.

અતિ તાપ પડે થઈ શાખ ખરે,
રસદાર સુકેસરી રંગ ધરે;
જગનું ચિત્ત તે રસથી હરતી,
ખુબી કેરી તણી દીલમાં ઠરતી.

(દોધક)

કોયલઃ—ગ્રીષ્મ જુઓ ઉકળાટ ધરે છે,
પંખી વનેવન ઊડી ફરે છે;
આમ્ર તરુ પર વાસ કરૂં છું,
હું ટહુકે જન ચિત્ત હરૂં છું.

શ્યામ શરીર વડે પરખાઉં,
કોમળ કંઠ વડે વખણાઉં;
સંગીતના સૂર હું સમજાવું,
વાડી મનોહર ખૂબ ગજાવું.

(નારાચ છંદ)

મોગરો:—જુઓ રૂપેરી બાગ આ દીપે મધુર મોગરે,
કળી કુલેલ વેલમાં સુગંધ અંગમાં ભરે;
અનેક પાંખડી પ્રસારી ઝારી રૂપ હું બન્યો,
પ્રફુલ્લ બાળ ગ્રીષ્મનો સહુ જને મને ગણ્યો.

(ઇંદ્રવજ્રા)

આંબો:—કેરી ભરેલી રસથી જ સારી
કોયલ:—કોકિલ કંઠે વખણાય ભારી.
મોગરો:—મીઠી સુગંધી બટ મોગરાની
બધાં:—રૂડી રસીલી ઋતુ ગ્રીષ્મ જાણી.

———

# પાઠ ૨૫ મો—શ્રી રામચંદ્રજી

**બાલ્યાવસ્થા બ્રહ્મચારી વિનય આશ્રમ હિંસા ધનુર્વિદ્યા ક્ષત્રિય ધનુષ્ય સ્વયંવર**

ઘણાં વર્ષ પહેલાં આપણા દેશમાં દશરથ નામે બહુ બળવાન રાજા રાજ્ય કરતા હતા. સરયૂ નદીને કિનારે આવેલી અયોધ્યા નગરી તેમની રાજધાની હતી. અયોધ્યા નગરી બહુ મોટી અને સુંદર હતી. તેમાં મોટાં સુંદર બજાર અને પહોળા રસ્તા હતા. તેના લોક સદાચારી અને સુખી હતા.

મહારાજા દશરથને ચાર પુત્ર હતા. તેમનાં નામ રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન હતાં. દશરથ રાજાને કૌશલ્યા, સુમિત્રા અને કૈકેયી નામની ત્રણ રાણીઓ હતી. રામ કૌશલ્યાના પુત્ર હતા. લક્ષ્મણ અને શત્રુઘ્ન સુમિત્રાના અને ભરત કૈકેયીના પુત્ર હતા. રામ કૈકેયી તથા સુમિત્રાને પોતાની મા કૌશલ્યા જેટલું જ માન આપતા. રામ સૌથી મોટા હતા. ત્રણે નાના ભાઇ મોટા ભાઈ રામચંદ્રજીને બહુ માન આપતા. ચારે ભાઈઓને એક એક પર બહુ વહાલ હતું. તેઓ કદી માંહોમાંહે લડતા નહિ. આ ચારે ભાઇઓ પોતાનાં માતાપિતા તથા ગુરુઓની આજ્ઞા સદા માનતા અને ભણતરમાં બહુ ચિત્ત રાખતા.

બાલ્યાવસ્થામાં બ્રહ્મચારી રહી તેઓ પોતાના ગુરુ વસિષ્ઠ પાસેથી બધી વિદ્યા શીખ્યા. ભણવા જતા ત્યારે આ રાજકુમારો ગુરુજીને પગે લાગતા અને વિનયથી તેમની સામે ભોંય પર બેસતા. વસિષ્ઠજીએ તેમને વેદ ભણાવ્યા અને તીર મારતાં તથા તલવાર ફેરવતાં શીખવ્યું. તેઓ મોટા થયા ત્યારે વસિષ્ઠજીએ તેમને ઘોડે બેસતાં અને રથ ચલાવતાં શીખવ્યું.

એક દિવસ વિશ્વામિત્ર નામના ઋષિ દશરથ રાજાના દરબારમાં આવ્યા. દશરથ રાજા ગાદી ઉપરથી ઉઠી તેમની સામા ગયા, અને ઋષિને બહુ માન આપી આસન ઉપર બેસાડી પોતે રાજા છતાં સામે હાથ જોડી ઉભા રહ્યા. પછી રાજાએ ઋષિજીના આવવાનું કારણ પૂછ્યું અને ઋષિ જે માગણી કરે તે પૂરી પાડવા વચન આપ્યું. વિશ્વામિત્રે કહ્યું, "રાજા, મારા આશ્રમની પાસે તાટકા નામની રાક્ષસી રહે છે. તે મારા યજ્ઞનો ભંગ કરે છે. હું યુદ્ધ કરવા જાઉં તો મારે ક્રોધ અને હિંસા કરવાં પડે, અને તેમ કરૂં તો મારા તપનો ભંગ થાય. માટે તારા પુત્ર રામને મારી સાથે મોકલ."

દશરથ રાજાને રામ બહુ વહાલા હતા તેથી ઋષિનું આ વચન સાંભળી તે વિચારમાં પડ્યા. તેમને રામને ઋષિ જોડે મોકલવાનું મન નહોતું, પણ વિશ્વામિત્ર ઋષિને આપેલું વચન તોડવાથી પોતાને કલંક લાગે એમ જાણી તેમણે હા

કહી. રામ વિના ઘડી પણ ચાલે નહિ એવો લક્ષ્મણનો રામ પર સ્નેહ હતો. બંને ભાઇઓ વિશ્વામિત્ર જોડે જવા તૈયાર થયા.

રામ તથા લક્ષ્મણે તાટકાને મારી નાંખી અને તેના બે છોકરાઓને નસાડી મૂક્યા. રામના એ પરાક્રમથી તે જંગલ ભય વિનાનું થયું અને ત્યાંના લોકને બહુ સુખ થયું.

વિશ્વામિત્ર ઋષિને ધનુર્વિદ્યા બહુ સારી આવડતી હતી. રામ તથા લક્ષ્મણનાં વિવેક તથા હોંશિયારી જોઈ તેમણે તેમને તે વિદ્યા શીખવી. તાટકાના વધ પછી રામ અને લક્ષ્મણને લઈ વિશ્વામિત્ર અયોધ્યા પાછા આવવા નીકળ્યા. રસ્તે તેઓ તે બંને રાજકુમારોને આસપાસનો દેશ બતાવતા અને જુદી જુદી નગરીઓ, આશ્રમો તથા રાજાઓની વાતો કહેતા.

આમ ફરતા ફરતા તેઓ જનક રાજાની મિથિલા નગરીમાં આવી પહોંચ્યા. જનક રાજાને સીતા નામની એક બહુ રૂપાળી અને ડાહી કુંવરી હતી. તેને માટે તે સારો વર શોધતા હતા. તે વખતે ક્ષત્રિય રાજાઓમાં એવો રીવાજ હતો કે છોકરી પોતાનો વર પોતે પસંદ કરી લે. છોકરીનો બાપ બને તેટલા રાજાઓ અને રાજકુમારોને બોલાવે. તે બધા જે મંડપમાં બેઠા હોય ત્યાં કન્યા આવે અને જેને પરણવું હોય તેના ગળામાં ફૂલની વરમાળા પહેરાવે. છોકરીને માટે વર શોધવાની આ રીતને સ્વયંવર કહે છે.

જનક રાજાએ પોતાની પુત્રી સીતા માટે સ્વયંવર કર્યો હતો. તેણે જુદા જુદા દેશના રાજા તથા રાજકુમારોને બોલાવ્યા હતા. તેમને બેસવા માટે તેણે મોટો, સુંદર મંડપ બંધાવ્યો હતો. બધા રાજા આવી ગયા એટલે સભામાં તેમણે એક મોટું ધનુષ્ય આણ્યું. પછી એકઠા થયેલા બધા રાજાઓને કહ્યું કે, "તમારામાંથી જે આ ધનુષ્ય ઉપર પણછ ચઢાવશે, તેને હું મારી પુત્રી પરણાવીશ." કોઇથી એ કામ થઈ શક્યું નહિ.

વિશ્વામિત્ર રામ અને લક્ષ્મણને લઈ મિથિલાપુર આવ્યા ત્યારે સ્વયંવર થઈ ગયો હતો. ઋષિના કહેવાથી જનકે રામને તે મોટું ધનુષ્ય બતાવ્યું અને જો મરજી હોય તો તે ઉપર પણછ ચઢાવવા કહ્યું. રામે વિશ્વામિત્રની આજ્ઞા માગી. તેમણે આજ્ઞા આપી એટલે જરા વારમાં રામે તેની ઉપર પણછ ચઢાવી, અને બાણ ફેંકવા તેને ખેંચવા જતાં તે તુટી ગયું.

જનકે રામ વેરે પોતાની પુત્રી સીતાને પરણાવવાનો ઠરાવ કર્યો. તેમણે દશરથને એ વાતની ખબર આપી. પછી રામની સાથે સીતાનું લગ્ન થયું.

**श्री रामचंद्र अवतारी पुरुष तरीके पूजाय छे.**

**रघुकुल रीति सदा चली आई । प्राण जाय वरु वचन न जाई ॥**

---

# પાઠ ૨૬ મો—શ્રી રામચંદ્રજી ભાગ ૨

## યુવરાજ   વનવાસ   હૈયાફુટી

બધા ભાઇઓમાં રામ મોટા અને ગુણવાન હતા, તેથી મહારાજા દશરથે તેમને યુવરાજપદે નીમવાનો નિશ્ચય કર્યો. જે કુંવરને રાજા યુવરાજ નીમે તે તેની પછી રાજા થાય.

ગામના લોક તથા દશરથ રાજાની બધી રાણીઓ આ વાત જાણી ખૂશ થઈ. રાણી કૈકેયીને ત્યાં મંથરા નામની એક દાસી હતી. તે બહુ હલકા સ્વભાવની હતી. ખોટી સલાહ આપી લોકોને લડાવી મારવાની તેને ટેવ હતી. તેણે કૈકેયીને કહ્યું, "આ હૈયાફુટી, રામ યુવરાજ થતાં તું શેની હરખાય છે? એથી તને શો લાભ છે?" અત્યાર લગી કૈકેયીના પેટમાં પાપ નહોતું. તેણે કહ્યું, "કેમ મંથરા, મારો પુત્ર રામ યુવરાજ થાય તેમાં શું ખોટું છે?" પાપી મંથરાએ કહ્યું, "ગાંડી, એમાં તારા પુત્ર ભરતને શું મળ્યું? માટે દશરથ રાજાને કહી તારા પુત્ર ભરતને યુવરાજ બનાવ અને રામને ચૌદ વર્ષ વનવાસ અપાવ."

પહેલાં તો કૈકેયીએ પાપી મંથરાની નીચ સલાહ માની નહિ. પણ ફરી ફરીને મંથરાએ એની એ વાત કહ્યા કરી તેથી આખરે તેના મનમાં પાપ ભરાયું.

આથી દશરથ રાજા આવ્યા ત્યારે તે રીસાઇ અને

અવળી ફરીને બેઠી. દશરથ બોલાવે તો બોલે પણ નહિ. ઘરમાં દીવો સરખો પણ ન કરાવ્યો. દશરથ રાજાએ તેને બહુ બહુ મનાવી ત્યારે તેણે કહ્યું, "મારા ભરતને યુવરાજ બનાવો અને રામને ચૌદ વર્ષ વનવાસ મોકલો."

દશરથ રાજાએ એક વખત કૈકેયીને વચન આપ્યું હતું કે, "હું તું જે માગીશ તે આપીશ." એટલે હવે તેનું કહ્યું કર્યા સિવાય બીજો ઉપાય નહોતો.

બીજે દિવસે રામ આવ્યા ત્યારે તેમને વનવાસ જવાનું કહેતાં દશરથ રાજાની જીભ ન ઉપડી. પણ રામને બનેલી હકીકતની ખબર થઇ ત્યારે તે ઘણી ખૂશીથી વનમાં જવા તૈયાર થયા. રામને પોતાના પિતા પર બહુ પ્રેમ હતો. અને તેમને ખાતર ગમે તે દુઃખ વેઠવા તે તૈયાર હતા.

સીતાજી તેમજ લક્ષ્મણજીને રામ ઉપર ઘણો પ્રેમ હતો, તેથી તે પણ તેમની સાથે વનમાં જવા તૈયાર થયાં. "વનમાં રસ્તા હોતા નથી. પગમાં કાંટા ભોંકાય તથા પથરાની ઠેસો વાગે. જમીન પર સૂવું પડે અને કંદ-મૂળ ખાવાં પડે. વનમાં સાપ, વાઘ વરૂનો બહુ ભય હોય છે"—આમ કહી રામે સીતાજીને જંગલમાં પોતાની જોડે ન આવવા બહુએ સમજાવ્યાં; પણ તેમણે માન્યું નહિ.

पितानी आज्ञा पाळवामां राम जेवा थाओ.

सुनु जननि सोइ सुत बड़भागी । जों पितु-मातु-बचन अनुरागी ॥
तनय मातु-पितु-तोषनिहारा । दुर्लभ जननि सकल संसारा ॥

# પાઠ ૨૭ મો—શ્રી રામચંદ્રજી ભાગ ૩

દંડકારણ્ય  દુરાચારી  કર્તવ્ય  કુકર્મી
છાપો  ન્યાય

રામ પર દશરથને બહુ પ્રેમ હતો તેથી તેમના ગયા પછી થોડે દહાડે તે મરી ગયા. રામ, સીતા અને લક્ષ્મણ ગંગા ઓળંગી ચાલતાં ચાલતાં ચિત્રકૂટ નામના પહાડ આગળ આવી પહોંચ્યાં. ત્યાં તેઓ સુખથી રહેવા લાગ્યાં. દશરથ રાજાનું મરણ થયું ત્યારે ભરત પોતાને મોસાળ હતા. કૈકેયીએ તેમને બોલાવ્યા. પોતાની માએ રામને વનવાસ મોકલ્યા.ની વાત સાંભળી ભરત બહુ ચીડાયા. તેમણે ગાદીએ બેસવાની સાફ ના પાડી. એટલું જ નહિ પણ રામને પાછા બોલાવવા સારૂ નીકળ્યા. ભરતજી રામને મળ્યા, પણ રામે પિતાનું વચન ફોક કરી પાછા ફરવાની ના પાડી.

રામ હવે ચિત્રકૂટ છોડી નર્મદા તથા તાપી નદી ઓળંગી દંડકારણ્યમાં ગયા. દંડકારણ્યમાં ગોદાવરી નદીને કિનારે એક સુંદર જગ્યા હતી. ત્યાં પાંચ વડ ઉગ્યા હતા તેથી તે જગા પંચવટી કહેવાતી હતી. ત્યાં એક ઝુંપડી બાંધી રામ, લક્ષ્મણ અને સીતા રહેવા લાગ્યાં. એ વનમાં રામે ઘણા દુરાચારી રાક્ષસોને માર્યા. એ રાક્ષસો ઋષિ-

મુનિઓને દુઃખ દેતા હતા. દુષ્ટોને દંડ દેવો એ ક્ષત્રિયો
કર્તવ્ય છે.

એ સમયે લંકા બેટમાં રાક્ષસોનો રાજા રાવણ રાજ
કરતો હતો. તે બહુ દુષ્ટ અને કુકર્મી હતો. રામની બીક
નાશી ગયેલા રાક્ષસોની વાત ઉપરથી તેણે જાણ્યું કે એ
બહુ રૂપાળી સ્ત્રી પંચવટી આગળ રહે છે. રાવણ ભણે
હતો, પણ દુરાચારી હતો. રામચંદ્રજીની રૂપાળી પત
સીતાજીને ઉપાડી લઈ જવાનો દુષ્ટ વિચાર તેણે કર્યો.

રાવણ છાનોમાનો પંચવટી આવ્યો. સીતાજી
ઝુંપડી પાસે એક સોનેરી હરણ ચરતું હતું. સીતાજી
લોભાવવા સારૂ એ બનાવટી હરણ રાવણ ત્યાં લાવે
હતો. સીતાજીએ રામને એ સુંદર હરણ લાવવા કહ્યું
એવા જંગલમાં સીતાજીને એકલાં કેમ મુકાય? તે
લક્ષ્મણને ત્યાં મૂકી રામ તે હરણને પકડવા ગયા. હર
તો બહુ દૂર નાશી ગયું.

લક્ષ્મણ અને સીતા ઝુંપડીમાં હતાં તેવામાં તેમ
'હે લક્ષ્મણ, હે વીરા, ધાજે, ધાજે' એવી બૂમ સાંભળ
સીતાને ઝુંપડીની બહાર ન નીકળવાનું કહી લક્ષ્મ
ગયા. એટલામાં પેલો દુષ્ટ રાવણ ત્યાં આવ્યો. તે
સાધુનું રૂપ લીધું હતું. તેણે આવી ભિક્ષા માગી. સીતાજ

તેને ભિક્ષા આપવા ઝુંપડીની બહાર આવ્યાં એટલે તે તેમને ઉપાડી લઇ ગયો.

રામ અને લક્ષ્મણ કેટલીક વારે ત્યાં આવ્યા અને જુએ છે તો ઝુંપડી સૂની દીઠી. તેઓ સીતાને શોધવા નીકળ્યા. ચાલતાં ચાલતાં પંપા સરોવર આગળ તેમને સુગ્રીવ અને હનુમાન મળ્યા.

સુગ્રીવના ભાઈ વાલીને મારીને રામે તેને રાજા બનાવ્યો. સુગ્રીવે હનુમાન તથા બીજા કેટલાકને સીતાજીની તપાસ કરવા મોકલ્યા. હનુમાન દરિયો ઓળંગી લંકામાં ગયા. ત્યાં અશોક વાડીમાં સીતાજીને મળ્યા, અને રામ મોટી સેના લઈ તેમને છોડાવવા આવે છે એવી ખબર તેમને કહી.

સુગ્રીવે મોટી સેના એકઠી કરી. રામ અને સુગ્રીવે તે સેના સાથે સમુદ્ર ઓળંગી લંકા પર હુમલો કર્યો. ઘણી સખત લડાઈ થઇ. રામના સિપાઇઓ રાવણના રાક્ષસો પર પથરા અને ઝાડનો વરસાદ વરસાવે, ઓચીંતા આવી તેમની પર છાપો મારે, અને તે લડવા આવે ત્યારે નાશી જાય.

એ યુદ્ધ ઘણા દહાડા ચાલ્યું. રાવણનો ભાઈ મોટા શરીરવાળો કુંભકર્ણ, તેમજ તેનો છોકરો ઇંદ્રજીત એ યુદ્ધમાં હણાયા. આખરે દશેરાને દિવસે રાવણ મરાયો અને રામને

જય થયો. આથી જ દશેરા આજે પણ મોટો તહેવાર મનાય છે.

સીતાજી તથા રાવણે કેદ કરેલા બીજા સજ્જનોને રામે છુટા કર્યા. રાવણનો ભાઈ વિભીષણ સદાચારી હતો. ને રાવણને દુષ્ટ કામ નહિ કરવાની સલાહ હમેશાં આપતો. એ સદાચારી વિભીષણને લંકાનું રાજ્ય સોંપી સીતાજીને લઇ રામ અયોધ્યા આવ્યા. અયોધ્યામાં તેમણે ઘણાં વર્ષ સારી રીતે, ન્યાયથી અને સત્યથી રાજ્ય કર્યું.

रामराज्य आज पण वखणाय छे; आपणे स्वराज्यमा
रामराज्य स्थापवुं छे.

राम लक्ष्मण जानकी, जय बोलो हनुमानकी.

---

## પાઠ ૨૮ મો—બજાર

**હાટ સુખડીઆ ખુમચા તાવડી સરૈયા**
**અભરાઇ વસાણાં નેસ્તી ચૌટું**

નાનો રમણીક એક દહાડો પોતાના બાપાજી જોડે બજારમાં ગયો. ત્યાં રસ્તાની બંને બાજુ હારદોર દુકાનો હતી. ઓટલાઓ પર અને ભોંય પર કાછીઆ હાટ માંડી બેઠા હતા. તેમણે શાકના મોટા ઢગલા કર્યા હતા. તેઓ

મોટા રાગડા કાઢી શાકનાં વખાણ કરતા હતા, અને ઘરાકોને લલચાવતા હતા.

સુખડીઆની દુકાનોમાં બરફી, મહેસુર, મગજ, પેંડા, વગેરે મીઠાઇઓ ખુમચા, થાળી અને તાવડીઓમાં સરસ રીતે ગોઠવી હતી મીઠાઇના ખુમચાઓ કબાટની અંદર મૂકેલા હતા.

સુખડીઆની દુકાન સામે સરૈયાની દુકાનો હતી. તેમાં સુગંધી તેલ, ધુપેલ. અગરબત્તી, કપુર, કાજળ. કંકુ વગેરે સુગંધીદાર અને શણગારની ચીજો મળતી હતી. ગાંધીની દુકાનોમાં ઉપરાછાપરી અભરાઇઓ પર ડબ્બાઓ તથા માટલીઓ ખડકેલાં હતાં. તેમાં કોપરાં. ખારેક, બદામ, એલચી, પીસ્તાં, સુંઠ, ગંઠોડા, વગેરે વસાણાં હતાં. ડબ્બા તથા માટલીઓ પર તેમની અંદરની વસ્તુઓનાં નામ લખેલાં હતાં દુકાનના આગલા ભાગમાં એક મોટી લાકડાની ખાનાવાળી પેટીમાં રાઈ, મેથી, ધાણા, જીરૂં, તજ, લવિંગ વગેરે મશાલાની ચીજો ભરી હતી. ગાંધી બધી ચીજો જોખીને કાગળના પડીકામાં કે લુગડાની કોથળીઓમાં ભરી આપતો હતો. ગાંધીની દુકાનમાં ઓસડીઆં પણ હતાં.

બજારમાં નેસ્તીની પણ દુકાનો હતી. તેમાં ઘઉં, બાજરી, ચોખા, દાળ, વગેરે ધાન્યની ગુણો ખડકેલી હતી. કાપડીઆની દુકાનોમાં લુગડાં બનાવવાનાં જાતજાતનાં કાપડ હતાં. એ કાપડ ઘણાંખરાં પરદેશી હતાં. અમે તો

શુદ્ધ સ્વદેશી ખાદી જ પહેરીએ છીએ. બજારમાં ચોકસીની દુકાનો પણ હતી. તેઓ સોનું ચાંદી વેચતા હતા. એમની દુકાનમાં ત્રાજવાં બહુ નાનાં હતાં. એવાં નાનાં ત્રાજવાંને કાંટા કહે છે. ચોકસી લોકો જોખવા માટે ચણોઠી અને લાલ રંગના વાલ રાખે છે.

નેસ્તી, ચોકસી, ગાંધી, સરૈયા તથા કાપડીઆ પોતે વેચે છે, તે બધી વસ્તુઓ કાંઇ જાતે બનાવતા નથી. પણ જ્યાં એ ચીજો થતી હોય ત્યાંથી લાવીને વેચે છે. આથી તેઓ વેપારી કહેવાય છે. સુથાર, દરજી, મોચી, કુંભાર વગેરે જાતે નવી ચીજો બનાવે છે તેથી તેઓ કારીગર કહેવાય છે.

નેસ્તીઓ અને ગાંધીઓ પોતાની દુકાનો ચોક્ખી રાખતા નથી. તેમની દુકાનોમાં ઉંદર, મંકોડા, માંખીઓ અને બીજાં જીવડાં બહુ હોય છે. ચૌટામાં ઘણા લોક ચીજો લેવા આવે છે અને જાય છે. લોકો મોટેથી વાતો કરતા જાય છે અને વેપારીઓ ઘાંટા પાડી બોલે છે, તેથી બજારમાં બહુ ઘોંઘાટ મચી રહે છે.

---

## પાઠ ૨૯ મો—પ્રાર્થના

અરજ સુણો અવિનાશી, અમારી અરજ સુણો અવિનાશી.
આપ દયાળ અમે સૌ બાળક, એક અમારી આશ—અમારી.
વાંક કરે બાળક તો બહુએ, થશો ન લેશ ઉદાસ—અમારી.
ભણતર ભણવા ભેળાં થઇએ, કરશો નહિ જ નિરાશ—અમારી.
શુભ ગુણ લઇએ સૌએ સમજી, ન રહે લેશ કચાશ—અમારી.
આપો શુભ મતિ સદ્‌ગુણ સાથે, સહુમાં થાએ સમાસ—અમારી.
નિર્મળ મનમાં નિશદિન રહીએ, પ્રસરે જેમ સુવાસ—અમારી.
સુખથી એવું માગી લઇએ, અંતર થાય ઉજાશ—અમારી.
આપ તણો આધાર મળ્યાથી, હૈયામાં છે હાશ—અમારી.
ન રહે લેશ કુધારો કદી પણ સુખનો થાય ન નાશ—અમારી.

(કેશવકૃતિ)

---

## પાઠ ૩૦ મો—ગ્રહાદિત્ય અથવા ગોહા

### પ્રાચીન બાધા આખડી

પ્રાચીન સમયમાં ગૂજરાતમાં વલ્લભીપુર નામે એક મોટી નગરી હતી. તેમાં શિલાદિત્ય નામે રાજા રાજ્ય કરતો હતો. તેને પુષ્પાવતી નામની રાણી હતી. તેને ઘણાં વર્ષ સુધી છોકરાં થયાં નહિ, તેથી તે દેવ દેવીઓની બાધા આખડી રાખવા લાગી. આખરે આરાસુરવાળી અંબાભવાનીની કૃપાથી તેને દહાડા રહ્યા.

હવે રાણી પોતે રાખેલી બાધા મૂકવા માટે અંબાજીની જાત્રાએ ગઇ. એવામાં વલ્લભીપુર પર પરદેશીઓએ ચઢાઇ કરી. રાજા શિલાદિત્ય પોતાના રાજ્યનો બચાવ કરવા બહાદુરીથી લડતાં રણમાં પડયો.

અંબાજીની જાત્રાથી પાછા ફરતાં રસ્તામાં રાણીને વલ્લભીપુર પડ્યાના તથા પોતાનો પતિ મરાયાના માઠા સમાચાર મળ્યા. એ ખબર સાંભળતાં જ તે મૂર્છા પામી જમીન પર ઢળી પડી. ભાન આવ્યું ત્યારે તેણે પોતાના પતિની પાછળ સતી થવાનો ઠરાવ કર્યો.

ગર્ભવાળી સ્ત્રીથી સતી ન થવાય એમ હોવાથી તે પાસેના પહાડની ગુફામાં જઇ રહી. ત્યાં તેને પુત્ર જન્મ્યો. પાસેના વડનગર ગામની કમળાવતી નામની એક બ્રાહ્મણની સ્ત્રીને પોતાનો બાળક સોંપી રાણી પુષ્પાવતી સતી થઇ.

કમળાવતીએ રાણીના પુત્રને ઉછેરી મોટો કર્યો. તે ગુફામાં જન્મ્યો હતો તેથી તેણે તેનું નામ "ગોહા" પાડ્યું. ગોહા કાંઇ બ્રાહ્મણ ન હતો. એ તો ક્ષત્રિય હતો. જંગલમાં ફરવાનો તથા શિકાર કરવાનો તેને નાનપણથી જ શોખ હતો. તે કશી વાતે ડરતો નહિ. આખો દિવસ ભીલોનાં છોકરાં જોડે તે જંગલમાં ખેલ્યા કરતો. ઇડરની પાસેના બધા ડુંગરા, ટેકરા તથા રસ્તાનો તે ભોમીઓ થઇ ગયો. એક દિવસ રમતાં રમતાં પેલાં ભીલનાં છોકરાંને

પોતાનામાંથી કોઇને રાજા બનાવવાનો વિચાર આવ્યો. તેમણે ગોહાને રાજા તરીકે પસંદ કર્યો.

ગોહા મોટો થયો ત્યારે ઇડરના ભીલ રાજાએ તેને રાજગાદીએ બેસાડયો. આ ગોહાના વંશના લોક 'ગહિલોટ' અથવા 'ઘેલોટ' કહેવાયા. પાછળથી તેમણે મેવાડમાં રજપૂત રાજ્ય સ્થાપ્યું. મેવાડમાં બાપા રાવળ, લાખો રાણો, કુંભો રાણો, હમીરસિંહ, સમરસિંહ, પ્રતાપસિંહ, રાજસિંહ વગેરે ઘણા શૂરા રાજા થયા છે. એ બધાની વાતો બહુ મજાની અને જાણવા જેવી છે.

ग्रहादित्य मेवाडना शूरा राणाओनो मूळ पुरुष छे.

---

## પાઠ ૩૧ મો—ખેડુત

અવિવેક રાષ્ટ્રીય રખવાળ છીંડું
ખોડીબારૂં ઝુંસરી જોતરૂં પરગણું

ગુરુજી—આજે બુધવાર છે, એટલે સાંજના શાળા છુટયા પછી આપણે ફરવા જવાનું છે. આજે આપણે ગામ બહાર ખેતરોમાં જઇશું. એક વાત તમે ધ્યાનમ

રાખજો. ખેતરમાં તમારા ચાલવાથી કે દોડવાથી જરાય નુકશાન ન થાય તે જોજો. રસ્તે ચાલતાં તમે ધક્કા ધક્કી પણ ન કરશો. એમ કરતાં રસ્તે જનારને અથડાઇએ તો તે ખરાબ અને અવિવેકનું કામ કહેવાય. બહુ મોટેથી બૂમો પણ પાડશો નહિ. રાષ્ટ્રીય શાળાના છોકરાઓ તો વિનયથી જ વર્તે અને હંમેશાં સાચું જ બોલે.

વર્ગના બધા છોકરાઓને લઇ ગુરુજી ગામ બહાર ગયા. ખેતરના રખવાળ પાસે ખેતરમાં જવાની રજા લીધી. તે ભલા ખેડુતે તેમને છીંડેથી આવવા કહ્યું. માણેકલાલ નામના એક વિદ્યાર્થીએ ખેતર જોયું નહતું તેથી તેણે પૂછ્યું, "ગુરુજી, છીંડું એટલે શું?"

ગુરુજી—માણેકલાલ, જો, આ ખેતર છે અને આ તેને ફરતી કાંટાની વાડ છે. એ વાડમાં થઈને કાંઈ અંદર જવાય? આપણા ઘરની અંદર જવાનાં બારણાં હોય છે; પણ ખેતરની વાડમાં એવાં બારણાં હોતાં નથી. વાડમાં તો એકાદ જગાએ કાંટાનાં ઝાંખરાં કાઢી નાંખી રસ્તા જેવું કર્યું હોય છે. તે છીંડું કહેવાય. છીંડાને કાંટાનાં ઝરડાં આડાં મૂકીને બંધ કરે છે. (છોકરાઓને) ભાઇઓ, સાચવીને આવજો. છીંડામાં કાંટા પડ્યા છે, તે વાગે નહિ. છીંડામાં આ બે પાંખીઆંવાળું લાકડું ઉભું દાટ્યું છે તે ખોડીબારૂં કહેવાય. ખોડીબારૂં સમાલીને ઓળંગજો.

શંકરલાલ—પેલો માણસ કોણ છે અને શું કરે છે?



ગુરુજી—ભાઈ, એ ખેડુત છે. એ જમીન ખેડે છે. જો એ બળદને હાંકે છે. બળદ ચાલે છે ત્યારે પેલું હળ ખેંચાય છે અને તેનાથી જમીન ખોદાય છે. હળથી જમીન ખોદવી તે જમીન ખેડવી કહેવાય.

શંકરલાલ—ગુરુજી, અમારે હળ જોવું છે.

ગુરુજી—ચાલો, તમને તે બતાવું. જુઓ આ હળ છે. આ ઝુંસરી કહેવાય. અહીં બળદ જોડાય. આવાં દોરડીનાં કે ચામડાનાં જોતરથી બળદને ઝુંસરી જોડે જોડે છે. આ હળની દાંડી કહેવાય. દાંડીને છેડે આ જાડી લાકડાની પાટી છે. એ પાટી નીચે લોઢાનો અણીદાર દાંતો

છે. એ દાંતો કોશલો કહેવાય છે. તેનાથી જમીન ખોદાય છે. કોશલા સિવાયનું બધું હળ લાકડાનું છે.

માણેકલાલ—ગુરુજી, જમીન ખેડ્યા પછી ખેડુત શું કરતો હશે ?

ગુરુજી—જમીન ખેડ્યા પછી એકાદ સારું ઝાપટું પડતાં તે ફરી ચાસી તેમાં બી વાવે છે. છોકરાઓ, સૂકી જમીન ખેડાય નહિ. વરસાદનું એકાદું ઝાપટું પડી જાય અને જમીન પોચી થાય એટલે ખેડુત તેને ખેડે.

શંકરલાલ—ગુરુજી, ખેડુતો જમીનને શું કામ ખેડતા હશે ?

ગુરુજી—બીયાંમાંથી છોડ થાય છે ત્યારે તેનાં મૂળ જમીનમાં ઉતરે છે. ખેડવાથી જમીન પોચી થાય છે અને તેથી બીયાંમાંથી થતાં છોડનાં મૂળને જમીનમાં ઉતરતં મહેનત પડતી નથી.

ખેડુત બહુ મહેનતુ અને ભલા હોય છે. શિયાળાની ટાઢમાં, ઉનાળાના તાપમાં, અને ચોમાસાના વરસાદમાં તે કામ કરે છે. તે મહેનત કરી ધાન્ય પકવે છે ત્યારે આપણને ખાવાનું મળે છે. ખેડુત ખરેખર બહુ પરગજુ છે. બીજા બધા ધંધા કરતાં ખેડુતનો ધંધો બહુ સારો છે. આવા ભલા ખેડુતની કદી મશ્કરી કરવી નહિ, કે તેને

પજવવો નહિ. ભલા ખેડુત જોડે ભલમનસાઈથી વર્તવું જોઇએ.

उत्तम खेती, मध्यम वेपार अने कनिष्ट नोकरी.

---

# પાઠ ૩૨ મો—ખેડુતના મિત્ર

ટીસીઓ છણુકો વર્તણુંક



કરસન પટેલના વાડા પાસેના ખેતરમાં તેનો ઘોડો, બળદ અને ગાય ચરતાં હતાં. ઘોડાના મનમાં એટલું બધું હુંપદ કે બળદ અને ગાય ચરતાં હોય ત્યાં જાય પણ નહિ. એના મનમાં એમ હતું કે "હું મારા શેઠને પીઠ પર બેસાડી સહેલ કરાવું છું એટલે હું આ બીજાં ઢોર કરતાં ચઢીઆતો છું. હું શેઠનો વધારે માનીતો છું." આમ

વિચારી અભિમાનથી ડોકું ઉંચું ને ઉંચું રાખી તે ખેતરને બીજે છેડે જતો રહ્યો.

બળદને જોઇ ગાયના નાકની ટીસીઓ ઉંચી ચઢે. બળદ ચરતો ચરતો પાસે આવે તો તે છણકો કરે. એના મનમાં એમ કે "હું શેઠને પીવા દૂધ આપું છું એટલે હું બીજાં ઢોર કરતાં વધારે ઉપયોગી છું. હું વધારે માનીતી છું."

ઘોડા અને ગાયની આવી તોછડી વર્તણુંકથી બળદને માઠું તો લાગ્યું પણ તેણે જાણ્યું, 'હશે!' તે જાણતો હતો કે તે બંને કરતાં પોતે વધારે ઉપયોગી હતો. "હું ન હોઉં તો મારા શેઠની જમીન કોણ ખેડે? એ જમીન ખેડાય નહિ તો તે ખાય શું? અને દુનીઆનાં બીજાં માણસ પણ શું ખાય? એમણે મારૂં અપમાન કર્યું તો તેમાં મારૂં શું ઘસાઇ ગયું? આપણે આપણું કામ ખરા દીલથી કરવું."

એટલામાં વાડામાંથી કુકડો ત્યાં આવ્યો. ખેતરની વચમાં ઉભા રહી, લાંબી ડોકે, બધા સાંભળે તેમ તેણે 'કુકડે કૂક' કર્યું. પછી તે બોલ્યો, "હું કેવો ઉપયોગી છું. સવારમાં વહેલો ઉઠી 'કુકડે કૂક' કરી હું બધાને જગાડું છું."

'મીયાઉં', 'મીયાઉં' કરતી બિલાડી ઘરમાંથી દોડતી આવી. તે બોલી, 'હું શું કરૂં છું તે તમે જાણો છો?

ઘરમાં દાણા અને બીજી સારી ચીજો કરડી ખાનાર ઉંદરને હું કાઢી મૂકું છું કે મારી નાંખું છું."

બાઉ! વાઉ! વાઉ! એમ ભસી કુતરાએ પોતાની જગ્યાએથી ડોકું બહાર કાઢ્યું. તે બોલ્યો, "જરા મારૂં કહ્યું સાંભળશો? મારૂં કહ્યું સાંભળશો ત્યારે જ શેનું નામ કામ કહેવાય તે તમે જાણશો. હું રાત દહાડો શેઠના ઘરની ચોકી કરૂં છું. હું ચોરને આવવા દેતો નથી. હું ન હોઉં તો તમારા બધાની શી વલે થાય?"

બધાં પ્રાણી આમ વાતો કરતાં હતાં તેવામાં ખેડુત ત્યાં આવી પહોંચ્યો. તેણે કુકડાને મુઠી દાણા નાંખ્યા, કુતરાને રોટલાનો કકડો આપ્યો અને બિલાડીને દૂધ પાયું. ગાય, બળદ તથા ઘોડાને પંપાળી થાબડી ચારો નીર્યો. ખેતર પરનાં બધાં પાળેલાં પ્રાણી તેને ઉપયોગી હતાં અને બધાં પર તેને સરખું વહાલ હતું.

---

# પાઠ ૩૩ મો—પશુઓનું પંચ

પશુમાં પડી એક તકરાર,
વાદવિવાદ ચલાવા પોતે તુર્ત ભરી દરબાર;
અને ત્યાં બેઠાં નર ને નાર. પશુમાં૦

ગાય—કોણ ગુણોની ગણના કરશે ગરીબડી હું ગાય,
વાછરડાં વલવલે બીચારાં ને પય બીજાં ખાય;
જુલમનો તો પણ ક્યાં છે પાર ?—પશુમાં૦

કુતરો—વફાદાર હું પ્રાણી પ્યારૂં, ખાઈ ધણીનું ધાન,
હલાલ તેનું નિમક કરૂં છું, મનમાં રાખી માન;
રાતદિન સેવા છું કરનાર. પશુમાં૦

ગધેડો—મૂર્ખ માનવી મને હસે, પણ કોણ ઉપાડે ભાર,
મણ બંધી બોજા લાદે ને ચાલું બિન તકરાર;
કહો જન ક્યાં જાણે ઉપકાર ? પશુમાં૦

ઘોડો—તન તોડીને સેવા આપું, ખાઉં કદિ નહિ હાર,
માલિકને લઇ રસ્તો કાપું, કરી પીઠ પર સ્વાર;
કરે છે કોણ કહો દરકાર ? પશુમાં૦

ઊંટ—મુસાફરીમાં માર્ગ કાપવા, કરૂં સફર હું દૂર,
મુજ જળ કાજે જીવ લીએ છે, કોઇ મુસાફર ક્રૂર;
કરૂં છું મરતાં પરોપકાર. પશુમાં૦

હાથી—રાજાની અંબાડી કેરો મુજ પર છે આધાર,
મુજ પગલાંથી શોભે સ્વારી, દીપે વળી દરબાર;
શ્રેષ્ઠ છું પશુમાં હું સરદાર. પશુમાં૦

બળદ—મુજ બળથી હળ ખેડુત ખેડે, મુજ પર કુલ આધાર,
હું જ ઉપાડું બોજ રોજનો વાહન કે વ્યાપાર;
ઘડીનો હોય ન તોય કરાર. પશુમાં૦

ખર, બકરો, ને બળદીઓ, ગજ, ઘોડો ને ગાય,
પ્રાણી બીચારાં પારકી આશા પર અથડાય;
ખોટાં કામે ખલકમાં દંડે જો દરબાર,
પશુ પંખીને પીડતાં કોપે નહિ કીરતાર ?

( દાદી એદલજી )

---

## પાઠ ૩૪ મો—લાકડું, લોઢું, માટી અને પત્થર ભાગ ૧

આજે હું લાકડું, લોઢું, માટી અને પત્થર એટલા પદાર્થો લાવ્યો છું. આ બાજઠ લાકડાનો બન્યો છે. આ મેજ પણ લાકડાનું બન્યું છે. પેલું કબાટ શેનું બન્યું છે ? લખવાનું પાટીઉં, પેટી, ઉમરો, બારી, બારસાખ એ બધાં લાકડાનાં બનેલાં છે.

આ બારીનો સળીઓ લાકડાનો બનેલો છે ? ના જી, એ સળીઓ તો લોઢાનો છે. લોઢાની બીજી ચીજોનાં નામ તમને આવડે છે ? હા જી. સાંકળ, ખીલો, કાતર એ પણ લોઢાનાં બનેલાં છે.

આ શું છે? એ ચાકુ છે. જુઓ, આ ચાકુનું પાનું કહેવાય અને આ હાથો કહેવાય. ચાકુનું પાનું શેનું બનેલું છે? એ લોઢાનું બનેલું છે.

માટીની કઈ કઈ વસ્તુઓ બને છે? ઘડા, ગાગર, કોડીઆં એ બધાં માટીનાં બને છે. માટીની બીજી શી શી વસ્તુઓ બને છે? પાણી ભરવાની ગોળી, ચુલા, અને ઇંટો પણ માટીનાં બને છે. નાની કુલડીઓ પણ માટીની બને છે.

આ રમકડાં શેનાં છે? એ રમકડાં માટીનાં છે. આ ફૂલદાન કેવું મજેનું છે? એ ફૂલદાન અને આ પાણી ભરવાનો કુજો પણ માટીનાં જ બન્યાં છે. માટીની ઘણી સુંદર વસ્તુઓ બને છે.

---

# પાઠ ૩૫ મો—લાકડું, લોઢું, માટી અને પત્થર ભાગ ૨

ભોંય પર આ શું જડેલું છે? એ પત્થર છે. આ પાણીઆરૂં શેનું છે? એ પત્થરનું છે. આ દાદર પત્થરનો છે. પત્થરની બીજી કઇ વસ્તુઓ બને છે? દવા વાટવાના ખલ પત્થરના બને છે. ઘણાં ઘરમાં પત્થરના થાંભલા હોય છે.

ઘરમાં ભોંય પર પત્થર જડવામાં આવે છે. કેટલાંક ઘર આખાં પત્થરનાં બાંધેલાં હોય છે. ઓટલા પર પત્થર જડેલા હોય છે.

લાકડાને ખીલાથી જડે છે. બારી બારણાનાં ચોકઠાં, દાદર, મેજ, બાજઠ, ખુરશી વગેરે વસ્તુઓ લાકડાની બને છે. મેજ, ખુરશી, કબાટ, ખીંટી એ બધી લાકડાની ચીજો કે લાકડાની વસ્તુઓ કહેવાય. લાકડું એ પદાર્થ છે. પત્થર પણ પદાર્થ છે. એમાંથી પણ ઘણી ચીજો બને છે. માટીની પણ ઘણી ચીજો બને છે, તેથી માટી પણ પદાર્થ છે. લોઢું પણ પદાર્થ છે. લાકડું, લોઢું, પત્થર અને માટી એ પદાર્થો ઘર બાંધવામાં વપરાય છે.

---

# પાઠ ૩૬ મો—હાડકું, શીંગડું, હાથી-દાંત તથા ચામડું

દંતુશળ   ચમાર   ચુડગર

પહેલાં મેં તમને લોઢું, લાકડું, માટી અને પત્થર એ પદાર્થ દેખાડ્યા હતા. આજે હું બીજા નવા પદાર્થો લાવ્યો છું.

જુઓ, આ હાડકું છે. આ બટન અને આ ચાકુનો હાથો શેનાં બનેલાં છે તે તમે જાણો છો? એ ચીજો હાડકાની બનેલી છે. આ શીંગડું છે. આ બટન અને આ ચાકુનો હાથો શીંગડાનાં છે એમ જાણી તમને નવાઇ લાગશે, પણ એ વાત ખરી છે.

આ હાથીદાંત છે. એ હાથીના દંતુશળનું તેમજ બીજા ભાગોનું હાડકું છે. સ્ત્રીઓને પહેરવાની ચુડીઓ એની બને છે. એનો મૂળ રંગ સફેદ હોય છે, પણ એની પર જાત જાતના રંગ ચઢાવી શકાય છે. એનાં કાંસકી અને બટન પણ બને છે.

હાથીદાંત બહુ કઠણ હોય છે, તેથી તેની પર જાત જાતનાં ચિત્ર કોતરી શકાય છે. આપણા દેશના કારીગર તેની સુંદર પેટીઓ, ચાકુના હાથા અને પંખા બનાવે છે અને તેની પર બહુ ઝીણું કોતરકામ કરે છે.

આ આમડું છે. એના જોડા બને છે. ત્રાજવાનાં પલ્લાં તથા ઘોડાની લગામ પણ એની જ થાય છે. એની પેટીઓ અને કોથળીઓ પણ બને છે. ચામડું રંગી પણ શકાય છે.

ગાય, ભેંસ, બળદ, બકરાં, ઘેટાં વગેરે પ્રાણી મરી જાય છે ત્યારે તેમના શરીરનાં હાડકાં તથા ચામડી કાઢી લે છે. પછી તેમને સાફ કરીને તેમાંથી ઉપર કહી તેવી વસ્તુઓ બનાવે છે. ચામડાંને સાફ કરે તે લોક ચમાર કહેવાય છે. હાથીદાંતને વહેરી ચુડીઓ બનાવે તે ચુડગર કહેવાય.

---

## પાઠ ૩૭ મો—સુથાર

વાંસલો વિંધણું રંદો કરવત

રસિક—ભાઇ, પેલો માણસ શું કરે છે?

રમણ—ભાઈ, એ લાકડાં ઘડે છે.

રસિક—લાકડાં ઘડે છે, એટલે શું કરે છે?

રમણ—એ લાકડાંને કાપે છે, છોલે છે અને તેમ કરી થાંભલા, દાદર, બારી, બારણાં વગેરે વસ્તુઓ બનાવે છે.

રસિક—એ માણસ કોણ કહેવાય?

રમણ—એ સુથાર કહેવાય. જો, આ લાકડાં છે. બોલ જોઉં, લાકડાની શી શી વસ્તુઓ બને છે?

રસિક—મેજ, ટેબલ, ખુરશી, પેટી એ બધાં લાકડાનાં બને છે.

રમણ—આ કબાટ શેનું બનેલું છે ?

રસિક—એ કબાટ પણ લાકડાનું બન્યું છે.

રમણ—જો, આ વાંસલો કહેવાય અને આ વિંધણું કહેવાય. વાંસલાથી સુથાર લાકડું છોલીને ઘડે છે. વિંધણાથી તે તેમાં કાણાં પાડે છે. એ કાણાં વિંધ કહેવાય.

રસિક—મોટાભાઇ, પેલો છોકરો શું કરે છે ?

રમણ—એ લાકડાને ઘડી સુંવાળું કરે છે. એના હાથમાં પેલું છે તે રંદો કહેવાય. એ લાકડાને રંદો મારે છે. જો એ રંદામાં ધારવાળી લોઢાની પટી છે. એનાથી લાકડું છોલાઇ લીસું અને સુંવાળું થાય છે.

રસિક—મોટાભાઇ, આ માણસો શું કરે છે ?

રમણ—એ લાકડાને વહેરે છે. જો, આ કરવત કહેવાય. પેલો માણસ એને ઉપર ખેંચે છે, અને આ માણસ તેને નીચે ખેંચે છે એ કરવતને કેવા ઝીણા દાંતા છે ? એ દાંતાથી લાકડું કપાય છે. વહેરવાથી લાકડું કાપી શકાય અને તેનાં પાટીયાં પણ પડે.

---

# પાઠ ૩૮ મો—શ્રીકૃષ્ણ ભાગ ૧

અવિચારી મુહૂર્ત પહેરામણી વિસ્મય
દૈવ ભવિષ્યવાણી ચટપટી શ્રદ્ધા

યમુના તટપર મથુરા નગરીમાં ઉગ્રસેન નામે રાજા હતો. તેને દેવક નામે ભાઇ હતો. એ ભાઈ જુવાન વયમાં મરણ પામ્યો. તેની દીકરી દેવકીને ઉગ્રસેને ઉછેરી મોટી કરી. ઉગ્રસેનને કંસ નામે એક પુત્ર હતો.

કંસ ક્રોધી, અભિમાની અને અવિચારી હતો. ઉગ્રસેન ઘરડો થયો હતો એટલે તેના વતી કંસ રાજ્ય ચલાવતો હતો. તે પ્રજાને બહુ દુઃખ દેતો અને અધર્મથી વર્તતો. નરક, પુંડરીક, કાળજવન, શિશુપાલ, જરાસંધ જેવા દુષ્ટ બુદ્ધિવાળા રાજા તેના મિત્ર હતા. તે બધા મળી એક એકને અધર્મે વર્તવામાં મદદ કરતા.

દેવકી પરણાવવા જેવી થઇ, ત્યારે તેને માટે લાયક વર શોધી કાઢવાનું ઉગ્રસેને કંસને કહ્યું. કંસે કહ્યું, " પિતાજી તમને યોગ્ય લાગે ત્યાં એનું લગ્ન કરો, પણ ઘર એવું જોજો કે મારે નમવા યોગ્ય હોય. " ઉગ્રસેને ઉત્તમ જદુકુળમાંથી વસુદેવને પસંદ કર્યો. જદુકુળ કંસના કુળ કરતાં હલકું એટલે કંસે તેમાં વાંધો લીધો નહિ.

સારો દિવસ તથા સારૂં મુહૂર્ત જોઇ દેવકીનું વસુદેવ જોડે લગ્ન કરવામાં આવ્યું. કંસે ઘણી રૂડી રીતે લગ્ન કર્યું.

વસુદેવને સારી પહેરામણી આપી. સુપાત્ર, વેદ જાણનાર બ્રાહ્મણ તથા ગરીબ ગુરબાંને સારાં દાન આપ્યાં. મથુરાના મહા અભિમાની રાણા કંસની આવી રીત જોઇ લોકો વિસ્મય પામ્યા. તે કહેવા લાગ્યા, "સગો ભાઇ આથી વધારે શું કરે?" દેવકીને મન પણ ઘણો આનંદ થયો અને તેની આંખમાંથી હરખનાં આંસુ નીસરી પડ્યાં.

આમ બધે સુખ અને આનંદ છવાઇ રહ્યાં હતાં તેવામાં દૈવનું કરવું તે કોઇનો અવાજ સંભળાયો. "ઓ કંસ, 'મારી બેન, મારી બેન' કરી શું ફુલાય છે. એ બેનનો આઠમો છોકરો તને મારશે." આ સાંભળી કંસ ચમક્યો. તેની આંખ ગુસ્સાથી રાતી થઈ ગઈ. પારધી જેમ પોપટીને પકડે તેમ કંસે ચોટલો ઝાલી દેવકીને રથમાંથી ખેંચી કાઢી.

હવે ખીજાયેલા કંસે દેવકીને મારવા પોતાની તલવાર ખેંચી. નાગી તલવાર જોતાં દેવકીના મોંનું તેજ ઉડી ગયું. કંસ દેવકીને તલવાર મારવા જતો હતો તેવામાં વસુદેવે તેનો હાથ ઝાલ્યો અને કહ્યું, "હે રાજા, તમારૂં મૃત્યુ તો એના બાળકથી છે તો એને શું કરવા મારો છો? એને જે બાળક થશે તે બધાં હું તમને આપી જઇશ." વસુદેવનાં વચન સાંભળી કંસ ટાઢો પડ્યો. તેણે દેવકીને છોડી દીધી અને પોતે અકળાઇને તેમનું અપમાન કર્યું તે બદલ માફી માગી.

વખત જતાં દેવકીને એક પુત્ર થયો. વસુદેવજી તેને લઇ કંસ પાસે ગયા. 'મારો કાળ તો એના આઠમા બાળકથી છે, તો નકામાં એનાં બીજાં સાત બાળકોને શા માટે મારૂં?' એમ વિચારી કંસે વસુદેવને તે બાળક પાછું આપ્યું.

વસુદેવ તે બાળકને લઇ પાછા ગયા એટલામાં કંસને ત્યાં નારદ મુની આવ્યા. તેમનો આદર સત્કાર કરી કંસે કુશળ સમાચાર પૂછયા. વાત પર વાત નીકળતાં કંસે વસુદેવ, દેવકી તથા તેમનાં છોકરાં વગેરેની વાત કહી. પોતે પોતાના ભાણેજને મારી ન નાંખ્યો એ વાત પણ કહી. કંસની વાત સાંભળી નારદજી હસ્યા. તેમને હસતા જોઈ કંસે પૂછ્યું, "મહારાજ, તમે કેમ હસો છો? શું મારી કાંઈ ભૂલ થાય છે?" નારદે કહ્યું, "કંસ તું આવડું મોટું રાજ્ય ચલાવે છે, પણ તારામાં ઝાઝી બુદ્ધિ જણાતી નથી. ભવિષ્ય વાણીનો ખરો અર્થ તું સમજ્યો નહિ. જો, દેવકીના આઠે બાળક ગોળ કુંડાળામાં મૂક અને પછી પહેલો કયો અને આઠમો કયો તે કહે. તારે તો દેવકીના આઠે પુત્રથી સરખું બીવાનું. રખે ભુલતો!" આમ કહી નારદજી તો ચાલ્યા ગયા.

કંસ હવે વિચારમાં પડયો. તેને ચિત્તમાં ચટપટી થવા લાગી. તેણે વસુદેવને પાછા બોલાવ્યા અને પેલા બાળકને મારી નાંખ્યું. દેવકીને બીજાં છ બાળક થયાં તે બધાંને કંસે મારી નાંખ્યાં. દેવકીને હવે જે બાળક થાય તેનાથી પોતાનું

મોત થનાર છે, એમ જાણી તેણે વસુદેવ અને દેવકીને કેદખાનામાં પૂર્યાં. કેદખાનાની આસપાસ હજાર સિપાઇઓની ચોકી મૂકી તથા રાત અને દિવસ ચોકી રહે એવો પાકો બંદોબસ્ત કર્યો.

દેવકીને આઠમી વાર ગર્ભ રહ્યો ત્યારે તેમને બહુ સુખ થવા લાગ્યું. કંસનો ભય લાગતો બંધ થયો. બાળક જન્મવાનું હતું તેવામાં એક દિવસ રાતે વસુદેવને સમણું લાધ્યું. તેમાં તેમને ભગવાન દેખાયા. ભગવાને તેમને કહ્યું, "દુષ્ટ રાક્ષસોનો નાશ કરવા હું તમારે ઘેર બાળક રૂપે જન્મવાનો છું. તમે મને અહીં ન રાખશો, પણ ગોકુળ લઈ જજો. ત્યાં નંદની પત્ની જસોદાના પડખામાં મને મૂકી, તેમને જન્મેલી છોકરી અહીં લઈ આવજો. તમે મનમાં શ્રદ્ધા રાખજો. આ કેદખાનાનાં બારણાં ઉઘડી જશે. રખવાળ બધા ઉંઘી જશે. રસ્તે નદી આવશે તે પણ તમને માર્ગ આપશે."

શ્રાવણ વદ આઠમની મધ્ય રાતે દેવકીજીએ શ્રીકૃષ્ણને જન્મ આપ્યો. આ ઉપરથી તે દિવસ હજુ પણ જન્માષ્ટમી કે ગોકુળઆઠમ કહેવાય છે. સમણામાં ભગવાને કહ્યું હતું તેમજ બન્યું. કેદખાનાનાં બારણાં ફડાક કરતાં ઉઘડી ગયાં. બધા ચોકીદાર, ગામના બધા લોક, કંસ, અરે ગામનાં કુતરાં સુદ્ધાં ઘસઘસાટ ઉંઘતાં હતાં. કોઇ સળવળતું સરખું નહોતું.

વસુદેવ કૃષ્ણને લઇ બંદીખાનાની બહાર નીકળ્યા. આકાશ ઘનઘોર હતું. ઝરમર ઝરમર વરસાદ પડતો હતો. નદી ઓળંગી વસુદેવ ગોકુળ ગયા. ત્યાંથી જસોદાની દીકરીને લઇ પોતાના પુત્રને તેની જગાએ મૂકી પાછા આવ્યા. કેદખાનાનાં બારણાં હતાં તેમ દેવાઈ ગયાં.

---

## પાઠ ૩૯ મો—શ્રીકૃષ્ણ ભાગ ૨

**ઓશિયાળી નિર્દોષ મલ્લ સંતાપ**
**ઉપવીત દરિદ્રી ઉપનિષદ્**

દેવકીજીની સોડમાં મૂકતાં જ કન્યાએ રડવા માંડ્યું. પહેરેગીરોએ બાળક જન્મ્યાની કંસને ખબર કહી. તેણે આવી હંમેશની માફક કન્યાને શિલા પર પછાડવા લીધી. તે કન્યા દેવીનો અવતાર હતી. તેથી જેવો કંસ તેને પછાડવા ગયો તેવી જ તે તેના હાથમાંથી છટકીને વિજળી રૂપે આકાશમાં ઉડી ગઇ. આકાશમાં ઉડતાં ઉડતાં તે બોલી, 'હે મૂર્ખ, મથુરાપતિ, તારો વેરી જન્મી ચુક્યો છે. તારૂં મરણ એના હાથે થશે.' કન્યાને મોઢે પોતાના મરણની વાત સાંભળી કંસને બહુ ચિંતા થવા લાગી. તેને રાતે ઉંઘ ન આવે અને ખાવું પણ ન ભાવે. તેણે પોતાના મિત્ર રાક્ષસોને બોલાવી

પોતાના વેરીને કેમ શોધવો તેનો વિચાર કર્યો. કંસની બેન પૂતનાએ તેના રાજ્યમાં છ છ માસનાં જેટલાં બાળકો હોય તેમને મારી નાંખવાનું માથે લીધું. બધા બહુ ખૂશ થયા.

બધે ફરતાં ફરતાં તે ગોકુળ ગઇ. ગોકુળનો રાજા નંદ પોતાના છોકરાનું બહુ જતન કરતો હતો. ગોવાળ લોકો ગોકુળની ખૂબ ચોકી કરતા. પૂતનાથી ગોકુળમાં જવાયું નહિ. તેણે કંસને કહ્યું, "નંદ અને ગોવાળને એક દિવસ તમે મથુરા બોલાવો." કંસે નંદને શ્રાવણ માસનો કર આપવા બોલાવ્યા. નંદ અને ગોવાળ મથુરા કર આપવા ગયા એટલે પૂતના ગોકુળમાં ગઇ. તેણે ગોવાળણનો વેશ લીધો. તેણે સ્તન પર ઝેર લગાડ્યું હતું. તેણે જસોદાને કહ્યું, "મને નંદે મોકલી છે. મારૂં ધાવણ એવું છે કે તેથી તમારા છોકરાનું શરીર ઘણું મજબુત થશે." શ્રીકૃષ્ણ ભગવાન હતા. તેમણે તો ધાવતાં ધાવતાં દૂધ સાથે માસી પૂતનાના પ્રાણ પણ ચૂસી લીધા.

હવે કંસની ખાતરી થઇ કે નંદનો બાળક જ પોતાનો વેરી છે. ખુલ્લી રીતે તેને મરાય એમ હતું નહિ, કારણકે નંદ જોડે લડવું પડે. કંસે કૃષ્ણને કપટથી મારવાનો વિચાર કર્યો. તેણે કૃષ્ણને મારવાને મારા મોકલવા માંડ્યા. કોઇ ગાડાનું રૂપ લઈને આવે તો કોઈ વાછરડાનું. કોઇ ઘોડાનું રૂપ લે તો કોઇ અજગર બની ગળવા જાય. આમ અનેક ઉપાય કર્યા પણ કાંઇ વળ્યું નહિ.

કૃષ્ણ બહુ જ રમતીઆળ અને ટીખળી હતા. તેમની બાળલીલા જોઇ સૌ કોઇ આનંદ પામતું. લોકોનાં ઘરોમાં પેસી માખણ ચોરી ખાય. શીંકે ગોરસ મૂક્યું હોય તો લાકડી મારી ફોડી નાંખે અને તળે મોં ધરી પીએ. માખણ ગમે તેટલું સંતાડે પણ કૃષ્ણ તેને શોધીને ખાઈ જાય. એક વાર કોઈ ગોપી જસોદા પાસે ફરીયાદ કરવા આવી. તે કહે, "તારા કૃષ્ણે મારૂં માખણ ચોર્યું." કૃષ્ણ તો તે વખતે ઘરમાં સૂતા હતા. એક વાર એક ગોપીના ઘરમાં કૃષ્ણ ભરાયા હતા. તે જોઇ તેણે સાંકળ વાસી દીધી અને જસોદાને બોલાવવા ગઈ. જસોદા સોટી લઇને આવ્યાં, બારણું ઉઘાડ્યું તો અંદર કૃષ્ણ ન મળે. ગોપી તો ઓશિયાળી થઇ ગઇ.

આ પ્રમાણે નિર્દોષ બાળલીલાથી સૌને આનંદ પમાડતા કૃષ્ણ મોટા થયા. પાંચ છ વર્ષના થયા એટલે તે બીજા ગોવાળીઆનાં છોકરાં જોડે ગાયો ચારવા જવા લાગ્યા. જમના કિનારે વનમાં ફરવું તેમને બહુ ગમતું. ગાયો ચરતી હોય ત્યારે ગોવાળ રમે અને મજા કરે. કૃષ્ણ કદંબના ઝાડ પર ચઢી વાંસળી વગાડે. કૃષ્ણની વનલીલાની કથા બહુ જ આનંદ આપે એવી છે.

એક દિવસ બધા ગોવાળ ગેડીદડા રમવા લાગ્યા. કૃષ્ણે એવી શરત કરી કે જેનાથી દડો નદીમાં પડે તે ત્યાં જઇ લઈ આવે. બન્યું એવું કે કૃષ્ણને હાથે જ દડો પાણીમાં પડ્યો. જ્યાં દડો પડ્યો ત્યાં નદીના ધરામાં કાળી

નામનો ઝેરી નાગ રહેતો હતો. તેના ઝેરથી ત્યાંનું બધું પાણી ઝેરી થયું હતું. કૃષ્ણે તે ધરા પરના કદંબના ઝાડ પર ચઢી નદીમાં ઝંપલાવ્યું. પાણીની અંદર કાળીનાગના ઘર આગળ તે ગયા. ત્યાં નાગ જોડે તેમને લડાઇ થઇ. નાગને હરાવી તેના નાકમાં દોરી પરોવી તેમણે તેને બહાર કાઢ્યો. તે દિવસથી નદીનું પાણી સારૂં થયું.

બાર વર્ષના થયા ત્યારે કૃષ્ણ અને તેમના મોટાભાઈ બળરામ મથુરા ગયા. ત્યાં ચાણૂર તથા મુષ્ટિક નામના મલ્લોને અખાડામાં હરાવ્યા. પછી કૃષ્ણે પોતાના દુષ્ટ મામા કંસને માર્યો અને ઉગ્રસેનને ફરી ગાદીએ બેસાડ્યા.

હવે કૃષ્ણે ગોકુળ છોડી મથુરામાં આવવાનો વિચાર કર્યો. જસોદા નહોતાં જાણતાં કે કૃષ્ણ મારા પુત્ર નહિ પણ દેવકીના પુત્ર છે. જસોદા, નંદ તથા બધાં ગોપગોપીઓને એથી બહુ સંતાપ થયો. જેમ તેમ તેમને સમજાવી શાંત કરી કૃષ્ણ મથુરા આવ્યા.

કૃષ્ણને હવે વસુદેવે જનોઇ દીધું. ઉપવીત પહેર્યા પછી બ્રહ્મચારીને ગુરુને ત્યાં ભણવા મૂકવા જોઇએ. વસુદેવે ઉજ્જૈન પાસે સાંદીપની નામના ઋષિનો આશ્રમ હતો ત્યાં તેમને તથા બળરામને ભણવા મૂકયા. અહીં પોરબંદરનો એક દરિદ્રી બ્રાહ્મણ સુદામા પણ તેમની જોડે ભણતો હતો. સુદામા, કૃષ્ણ તથા બળરામ વચ્ચે ઘણી માયા થઇ હતી. ત્યાં કૃષ્ણ વેદ, ઉપનિષદ્, ધનુર્વિદ્યા વગેરે શીખ્યા.

મગધ દેશનો રાજા જરાસંધ કંસનો સસરો થતો હતો. કંસનું વેર લેવા તે મથુરા પર ચઢી આવ્યો પણ કૃષ્ણે તથા બળરામે તેને હરાવ્યો. જરાસંધે સત્તર વાર મથુરા પર ચઢાઇ કરી પણ એક વાર ફાવ્યો નહિ.

શ્રી કૃષ્ણે કાઠિયાવાડમાં દરિયા કિનારે દ્વારિકા નામે નગરી વસાવી અને ત્યાં જઇ વસ્યા. વૈદર્ભ દેશના રાજાની કુંવરી રૂકિમણીનું તેમણે હરણ કર્યું અને તે વખતે જરાસંધ, શિશુપાળ વગેરે રાજાઓ જોડે તેમને લડવું પડેલું. તેમની બેન સુભદ્રા અર્જુન વેરે પરણી હતી.

ज्यारे ज्यारे भूमि पर पापनो भार थाय छे
त्यारे त्यारे भगवान अवतार ले छे.
भगवान भक्तोनी भीड भांगे छे.

---

# પાઠ ૪૦ મો—નાગદમન



જળ કમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે ત્હેને મારશે, મને બાળહત્યા લાગશે—ટેક.

કહે રે બાળક તું મારગ ભૂલ્યો, કે ત્હારા વેરીએ વળાવીઓ;
નિશ્ચે તારો કાળ જ ખુટયો, અહીંયાં તે શીદ આવીઓ—જળ૦ ૧

નથી નાગણુ હું મારગ ભૂલ્યો, નથી મારા વેરીએ વળાવીઓ;
મથુરાનગરીમાં જુગટું રમતાં, નાગનું શીશ હું હારીઓ—જળ૦ ૨

રંગે રૂડો રૂપે પૂરો દીસતો કોડીલો કોડામણો;
તારી માતાએ કેટલા જન્મ્યા, તેમાં તું અળખામણો—જળ૦ ૩

મારી માતએ બેઉ જનમીઆ, તેમાં હું નટવર નાનડો;
જગાડ તારા નાગને, મારૂં નામ કૃષ્ણ કહાનડો—જળ૦ ૪

લાખ સવાનો મારો હાર આપું, આપું રે તુજને દોરીઓ;
એટલું મારા નાગથી છાનું, આપું તુજને ચોરીઓ—જળ૦ ૫

શું કરૂં નાગણ હાર તારો, શું કરૂં તારો દોરીઓ;
શાને કારણ નાગણ તારે, કરવી ઘરમાં ચોરીઓ—જળ૦ ૬

ચરણ ચાંપી મૂછ મરડી, નાગણે નાગ જગાડીઓ;
ઉઠો ને બળવંત કોઇ, બારણે બાળક આવીઓ—જળ૦ ૭

બેઉ બળીઆ સાથે વળગીઆ, કૃષ્ણે કાળી નાગ નાથીઓ;
સહસ્ર ફેણ ફુંફવે જેમ, ગગન ગાજે હાથીઓ—જળ૦ ૮

નાગણ સૌ વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરા નગરીમાં લઈ જશે, પછી નાગનું શીશ કાપશે—જળ૦ ૯

બેઉ કર જોડી વિનવે, સ્વામી! મૂકો અમારા કંથને;
અમે અપરાધી કાંઈ ન સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને—જળ૦૧૦

થાળ ભરી સૌ મોતીએ, શ્રીકૃષ્ણને રે વધાવીઓ;
નરસૈંયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવીઓ—જળ૦૧૧

---

# પાઠ ૪૧ મો—ઘડીઆળ ભાગ ૧

**ચંદો લિપિ મિનિટ કમાન**

આ ઘડીઆળ છે. એના આગલા ભાગ પર કાચ જડેલો છે. કાચની નીચે સફેદ ચંદો છે. એ ચંદા પર "૧" થી "૧૨" સુધીના આંકડા છે. એ આંકડા આપણે લખીએ છીએ તેવા નથી. એ રોમન લિપિના આંકડા કહેવાય છે. ચંદા પર બે કાંટા જડેલા છે. એક કાંટો લાંબો છે અને બીજો ટુંકો છે. લાંબો કાંટો મિનિટ કાંટો કહેવાય છે, કારણ કે તે મિનિટ બતાવે છે. ટુંકો કાંટો કલાક બતાવે છે તેથી તે કલાક કાંટો કહેવાય છે.

ચાલો હું તમને ઘડીઆળ જોતાં શીખવું. નાનો કાંટો કલાક બતાવે છે તેથી તે જે આંકડા પર હોય તેટલા વાગ્યા કહેવાય. ટુંકો કાંટો ૧ એક પર હોય અને લાંબો કાંટો ૧૨ બાર પર હોય તો 'એક વાગ્યો' કહેવાય. ટુંકો કાંટો ત્રણ પર હોય અને લાંબો કાંટો બાર પર હોય તો 'ત્રણ વાગ્યા' કહેવાય. ટુંકો કાંટો આઠ પર અને લાંબો કાંટો બાર પર હોય તો આઠ વાગ્યા કહેવાય.

ટુંકો કાંટો બરાબર એકના આંકડા પર ન હોય, પણ એક તથા બેની વચ્ચે હોય. ત્યારે એક વાગ્યા પછી કેટલો વખત થયો છે તે જાણવા માટે મિનિટ કાંટો જોવો પડે. ચંદા પરના આંકડાઓ વચ્ચે બાર ખાનાં હોય છે. એ

દરેક ખાનું પાંચ મિનિટનું છે. લાંબો કાંટો એક ખાનું ઓળંગે એટલે પાંચ મિનિટ થાય. બે ખાનાં ઓળંગે તો દશ મિનિટ થાય, અને ત્રણ ખાનાં ઓળંગે તો ૫ દર મિનિઠ થાય. દર ખાને પાંચ મિનિટ, એ રીતે ગણતાં લાંબો કાંટો બારના આંકડાથી જેટલો દૂર ખસ્યો હોય તે પ્રમાણે મિનિટ થઇ ગણાય. ટુંકો કાંટો એક અને બેની વચ્ચે હોય અને લાંબો કાંટો ત્રણ પર હોય તો એક પર પંદર મિનિટ થઇ કહેવાય; અને જો તે છ પર હોય તો એક પર ત્રીસ મિનિટ થઈ કહેવાય. દરેક ખાનાના પાંચ ભાગ કરેલા હોય છે, અને તે દરેક ભાગ એક મિનિટ બતાવે છે.

લાંબો કાંટો એક ખાનું ઓળંગે ત્યારે પાંચ મિનિટ થાય અને ટુંકો કાંટો એક ખાનું ઓળંગે ત્યારે એક કલાક થાય. સાઠ મિનિટનો કલાક થાય. પંદર મિનિટનો 'પા' કલાક થાય, ત્રીસ મિનિટનો અર્ધો કલાક અને પીસતાળીસ મિનીટનો પોણો કલાક થાય. એકની ઉપર પા કલાક થયો હોય તો સવા વાગ્યો કહેવાય. 'સવા વાગ્યો' એમ કહેવાને બદલે 'એક પર પંદર મિનિટ થઇ' એમ કહીએ તો ચાલે. એકની પર અર્ધો કલાક થયો હોય ત્યારે દોઢ વાગ્યો કહેવાય.

લાંબો કાંટો બારથી નીકળી એક ચક્કર ફરી પાછો બાર પર આવે ત્યારે સાઠ મિનિટ થાય અને તેટલામાં

ટુંકો કાંટો એક ખાનું ઓળંગે. લાંબો કાંટો બાર ચક્કર ફરે ત્યારે ટુંકો કાંટો એક ચક્કર ફરે.

ઘડીઆળની અંદર લોઢાની કમાન હોય છે. તેને પહેલાં એક લોઢાની ખીલી પર સખત વીંટવામાં આવે છે. એ કમાન ધીરે ધીરે ઉકેલાતી અથવા છુટતી જાય છે તેમ તેમ એને અડકેલાં ચક્રો ફરે છે. ચક્રોના ફરવાથી ઘડીઆળના કાંટા ચાલે છે. કમાન ઉકલી જાય એટલે ઘડીઆળ ચાલતી બંધ પડે. એવું થાય ત્યારે તેને ફરી વીંટવી પડે. આમ કમાન વીંટવાના કામને 'કુંચી આપવી' કહે છે.

રોમન આંકડા—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| I | II | III | IIII* | V | VI | VII |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| VIII | IX | X | XI | XII | | |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | | |

वखतनो सदुपयोग करो

---

* આવા ચાર લીટા માત્ર ઘડીઆળોમાં જ હોય છે. ૪ દર્શાવવા માટેની સાચી રીત આ પ્રમાણે છે—IV

# પાઠ ૪૨ મો—ઘડીઆળ ભાગ ૨

અછોડા એલારમ લોલક મિનારા

વખત કેટલો થયો છે—તે જાણવા માટે ઘડીઆળ વાપરવામાં આવે છે. ઘડીઆળ ઘણી જાતનાં તથા જુદી જુદી વધારે ઓછી કિંમતનાં હોય છે. કેટલાંક ઘડીઆળ ઘણાં નાનાં અને ખીસ્સામાં મૂકાય એવાં હોય છે. ખીસ્સામાં મૂકવાનાં ઘડીઆળ ગોળ હોય છે. એ ઘડીઆળોનાં ઢાંકણાં નિકલ, ચાંદી, બનાવટી સોનું, તથા ચોક્ખા સોનાનાં પણ હોય છે ઢાંકણાં સોંઘી કે મોંઘી ધાતુનાં હોય તે પ્રમાણે ઘડીઆળની કિંમત ઓછી કે વધારે હોય છે. ખીસ્સામાં મૂકવાની ઘડીઆળને લોકો અછોડા બાંધે છે. એ અછોડા ચાંદીના, સોનાના કે બીજી ધાતુઓના હોય છે. કેટલાક લોક નેતરના ગુંથેલા કે ચામડાના બનેલા અછોડા પણ વાપરે છે. કેટલાક લોક ઘડીઆળને કાળો દોરો બાંધી તે દોરાને ગળામાં નાંખે છે.

હાલમાં ઘણા લોક ઘડીઆળને હાથને કાંડે બાંધે છે. હાથે બાંધવાનાં ઘડીઆળ નાનાં તથા ચપટાં હોય છે. વળી આવાં ઘડીઆળ ગોળ, ચપટાં તેમજ પાંચ કે છ ખૂણા વાળાં, એમ વિવિધ આકારનાં હોય છે. ચામડાના કે ધાતુના પટાથી તેમને હાથે બાંધવામાં આવે છે. આ નાનાં ઘડીઆળો પણ ઓછી વધારે કિંમતનાં હોય છે.

મેજ પર કે ગોખલામાં મૂકવાનાં ઘડીઆળ મોટાં હોય છે. એવાં ઘડીઆળોમાંનાં ઘણાંમાં દર કલાકે જેટલા વાગ્યા હોય તેટલા ટકોરા થાય છે. કેટલાંક ઘડીઆળોમાં તો કલાકના ટકોરા ઉપરાંત અર્ધે કલાકે એક ટકોરો થાય છે. આવાં ઘડીઆળોમાં એક એવી પણ ગોઠવણ હોય છે કે જ્યારે આપણે જાગવું હોય, ત્યારે જોરથી ઘંટડી વાગી આપણને જગાડે. કેટલાંક ઘડીઆળમાં આ પ્રમાણે ઉંઘમાં-થી જગાડવા ઘંટડી વાગવાને બદલે વાજું વાગે છે. આવાં ઘડીઆળ 'એલારમ' ઘડીઆળ કહેવાય છે.

ભીંતે લટકાવવાનાં ઘડીઆળ કદે મોટાં હોય છે. એવાં ઘડીઆળ પણ ગોળ, ચોખંડાં તથા ખૂણાવાળાં હોય છે. એ ઘડીઆળોમાં તળે લોલક હોય છે. તે લોલક ધીરે ધીરે આમથી તેમ ડોલતું રહે છે. આવાં ઘડીઆળને આઠ આઠ દહાડે કુંચી આપવી પડે છે.

આમ ઘરમાં રાખવાનાં ઘડીઆળ ઉપરાંત મોટા મિનારા ચણી તેમની ટોચે મોટાં ઘડીઆળ જડવામાં આવે છે. એવાં મિનારાનાં ઘડીઆળોમાં ચારે દિશા તરફ આર મોટા ચંદા હોય છે. આવા મિનારાઓને લીધે ઘણે દૂરથી વખત જોઇ શકાય છે. આખા ગામમાં એનાથી વખતની ખબર પડે છે. કારણકે તેવાં ઘડીઆળોમાં દર પા કલાકે ઘંટ વાગે છે, તથા વખત બતાવ-નારા ટકોરા થાય છે. મોટાં શહેરોમાં આવા મિનારા હોય છે.

गयो वखत पाछो आवतो नथी.

# પાઠ ૪૩ મો—સમયનું માપ

છિદ્ર ઘડી પળ વિપળ પ્રહર
સેકંડ - મધ્યાહ્ન

જૂના સમયમાં ઘડીઆળ નહોતાં ત્યારે આપણા દેશમાં વખત માપવાની એક સાદી રીત હતી. જોશી લોક અમુક ચોકસ માપની તળીએ ઝીણા છિદ્રવાળી વાડકીને પાણી પર તરતી મૂકતા. એ વાડકીને પાણીમાં ડુબતાં જેટલો વખત લાગે તેને એક ઘડી કહેતા. ઘડીના સાઠ સરખા ભાગ કરી દરેક ભાગને પળ કહેતા. એક પળની સાઠ વિપળ થતી.

ચોવીસ કલાકનો દિવસ થાય એ વાત તો તમે શીખી ગયા છો એક દિવસની સાઠ ઘડી થાય એટલે તે હિસાબે એક કલાકની અઢી ઘડી થાય અને એક ઘડી ચોવીસ મિનીટની થાય. વળી આખા દિવસના ત્રીસ સરખા ભાગ કરી તેવા દરેક ભાગને મુહૂર્ત કહેતા. દિવસની ઘડીઓ સાઠ અને મુહૂર્ત ત્રીસ એટલે એક મુહૂર્ત બે ઘડીનું થતું. આ ઉપરાંત આખા દિવસના આઠ સરખા ભાગ કરી તે દરેક ભાગને પહોર અથવા પ્રહર કહેતા.

હાલના વખતમાં મુહૂર્ત, ઘડી, પળ, વિપળ વગેરે સમયના દેશી માપનો ઉપયોગ માત્ર જોશી લોકો જ કરે છે. સાધારણ લોક કલાક, મિનિટ તથા સેકંડ એ અંગ્રેજી

માપોનો ઉપયોગ કરે છે. દિવસના કલાક ચોવીસ થાય. એક કલાકની મિનિટ સાઠ અને એક મિનિટની સેકંડ સાઠ થાય.

સાત દહાડાનું અઠવાડીઉં થાય. બે અઠવાડીઆનું એક પખવાડીઉં થાય તથા બે પખવાડીઆનો એક માસ થાય. બાર માસનું એક વર્ષ થાય.

રાતના બાર વાગે ત્યારે મધ્ય રાત થઈ કહેવાય અને બપોરના બાર વાગે મધ્યાહ્ન અથવા બપોર થયા કહેવાય. મધ્યરાત પછી નવો દિવસ શરૂ થયો ગણાય છે. સાધારણ રીતે મધ્યરાતથી મધ્યાહ્ન સુધી એકથી બાર અને મધ્યાહ્નથી મધ્યરાત સુધી બીજી વાર એકથી બાર ગણવામાં આવે છે. આગગાડીનો સમય બતાવનાર પત્રકોમાં એવી રીતે વખત ન લખતાં એક મધ્યરાતથી બીજી મધ્યરાત સુધીમાં એકથી ત્રેવીસ સુધી ગણે છે અને ત્યાર બાદ મધ્યરાતના બારની જગાએ શૂન્ય મૂકે છે. એટલે કે બપોરના એકને એક ન લખતાં તેર લખે છે, બેને ચૌદ લખે છે, અને એવી રીતે રાતના અગીઆરને ત્રેવીસ લખે છે. આમ હોવાથી બપોરના બાર પછીનો વખત જાણવા માટે વખતનાં પત્રકોમાં આપેલા વખતમાંથી બાર બાદ કરવા.

---

# પાઠ ૪૪ મો—રાષ્ટ્ર ધ્વજનો જય !

| | | | |
|---|---|---|---|
| ટાપુ | મેળાવડો | દેશદ્રોહી | સંવાદ |
| | અધિકારીઓ | | ફરકાવ્યા |

'રાષ્ટ્રધ્વજ' એટલે આપણા દેશનો વાવટો. આપણા દેશના વાવટા માટે પ્રાણ આપવો પડે તો પણ આપવો જોઇએ. દેશના વાવટા માટે તમારા જેવાં બાળક શું કરી શકે તે સાંભળોઃ—

પાસિફિક નામના મહાસાગરમાં એક ટાપુ છે. તે ટાપુ 'જાપાન દેશ'ને નામે ઓળખાય છે. જાપાનની પાસે કોરીઆ નામનો નાનો દેશ છે. જાપાની લોકોએ એ દેશ જીતી લીધો. કોરીઆના લોકોને પરદેશી રાજ્ય ગમ્યું નહિ. તેમણે વિચાર્યું કે આપણી પર પરદેશીઓનું રાજ્ય થાય તે કરતાં મરી જવું સારૂં.

જાપાની લોકોએ તેમને જાપાની વાવટાને નમવા કહ્યું. કોરીઆના લોકોએ તે વાતની ધસીને ના પાડી. નાનાં છોકરાં સુદ્ધાંએ ના પાડી. જાપાની લોકોએ કહ્યું, "તમારે કોઈએ તમારો રાષ્ટ્રધ્વજ રાખવો નહિ. જો રાખશો તો બંદુકથી મારી નાંખીશું." કોરીઆના લોક આ ધમકીથી બીધા નહિ. તે મરવા તૈયાર જ હતા.

એક વાર એક શાળામાં ઈનામનો મેળાવડો હતો. એક દેશદ્રોહી કોરીઅન તે શાળાનો મુખ્ય શિક્ષક હતો. પોતાને વધારે પગાર મળે તે માટે તેણે બાળકોને જાપાનનાં વખાણનાં ભાષણ અને સંવાદ શીખવ્યાં હતાં. મોટા મોટા જાપાની અધિકારીઓ ત્યાં હાજર હતા. શાળાના બધા છોકરાઓ પણ હાજર હતા.

બધા સંવાદ થઈ રહ્યા પછી એક છોકરાને ભાષણ કરવાનું હતું. તેના ગુરુએ તે ભાષણ તૈયાર કર્યું હતું. તેમાં જાપાની રાજ્યનાં ખોટાં ખોટાં વખાણ હતાં. ભાષણ થઇ રહ્યા પછી તે છોકરાએ પોતાનો હાથ પોતાની છાતી પર મૂક્યો. તેજ સાથે તે ઓરડામાંના બધા છોકરાના હાથ પોતપોતાની છાતી પર ગયા.

શાળાની બહાર પોલીસના માણસો બંદુકો લઈ ઉભા હતા. પેલા છોકરાઓ તે વાત જાણતા હતા. રાષ્ટ્ર-ધ્વજ ફરકાવે તેને બંદુકથી મારી નાંખવાનો કાયદો હતો, તે પણ આ છોકરાઓ જાણતા હતા. છતાં પેલે છોકરે અને તેની સાથે શાળાના બધા છોકરાઓએ પોતાની છાતી આગળ રાખેલા રાષ્ટ્રધ્વજ કાઢી ફરકાવ્યા. આખો ઓરડો હાલતા ફરફરતા રાષ્ટ્રધ્વજથી ભરાઇ ગયો!

બધા છોકરા 'રાષ્ટ્રધ્વજની જય' બોલાવતા મકાનની બહાર નીકળી પડ્યા. જાપાની પોલીસોએ તેમની પર

બંદુકો છોડી. તે બહાદુરો બીધા નહિ. દેશને માટે, રાષ્ટ્રધ્વજને માટે, તેઓ હસતે મોઢે મુઆ! ધન્ય છે એ વીર બાળકોને. બાળકો તમે એમની પેઠે રાષ્ટ્રધ્વજ માટે મરતાં શીખો.

राष्ट्रध्वज की जय !
राष्ट्रध्वजने ज्यां जुओ त्यां नमो.

---

## પાઠ ૪૫ મો

### “ જય જય બોલો હિંદુસ્તાન ”

હર હર હર! મહાદેવ પુકારો, અલ્લાહો અકબર રહેમાન;
હિંદુ મુસલીમ એક થઈને, જય જય બોલો હિંદુસ્તાન.
આ ભૂમિ આપણી દેશ આપણો, એ પર જાન કરો કુરબાન;
ત્રીસ કોટિ ભારતનાં તનુજો, જય જય બોલો હિંદુસ્તાન.
એક કુટુંબી ભાઇ આપણે, ભારત માતાનાં સંતાન;
હિંદુ, પારસી, મુસલમીન સૌ, જય જય બોલો હિંદુસ્તાન.
મંદિરને મસજીદ બન્ને છે, ઇશ્વર કેરાં ઉંચાં ધામ;
ભાઇ ભાઈમાં ભેદ ન હોયે, જય જય બોલો હિંદુસ્તાન.
ધમ ધમ ધમ ધમ ધરા ધ્રુજાવો, ફરકાવો ઉંચાં નિશાન;
સ્વરાજ્યના ડંકા ગગડાવી, જય જય બોલો હિંદુસ્તાન.
એક નેક ને એક ટેકથી, કરો એકતા કેરૂં પાન;
રગ રગમાં સત્યાગ્રહ રેડી, જય જય બોલો હિંદુસ્તાન.

(ચંદુલાલ [illegible]લાલ દેસાઈ)

# પાઠ ૪૬ મો—કાગળ લખવાની રીત

મુરબ્બી પરબિડીઉં શિરનામું

આજ્ઞાંકિત સ્નેહાધીન

તમને કાગળ લખતાં આવડે છે ? ચાલો હું તમને કાગળ લખતાં શીખવું. નીચેનો કાગળ જુઓ એટલે તમને તેની સમજણ પડશે.

જમિયેતરામની ખડકી,
ભરૂચ, આસો સુદ ૯, સંવત ૧૯૮૦.

મુરબ્બી વહાલા પિતાજી,

હું આજરોજ ભરૂચ પહોંચ્યો છું. મારી તબીયત સારી છે. મારી શાળા બે દિવસથી ઉઘડી છે. પાઠ બરાબર ચાલવા માંડ્યા છે. હું સારી રીતે વાંચું છું. પહેલાં મને ગણિત ગમતું નહોતું, પણ હવે વર્ગમાં ધ્યાન આપું છું એટલે આવડે છે. મારા ગુરુજીને મારા કામથી સંતોષ આપવા યત્ન કરૂં છું.

સાંજે હું રોજ અખાડે જાઉં છું. દંડ, બેઠક તથા મગદળના દાવ બરાબર કરૂં છું. અમારા અખાડામાં ખોખો, સાતતાળી અને આંબલાપીપળી એવી રમતો પણ રમાડે છે. મને એ રમતો બહુ ગમે છે.

મારી વહાલી બા અને બેનો અને નાનો ભાઈ મને બહુ યાદ આવે છે. એ બધાને મારાવતી બહુ વહાલથી બોલાવજો. મારી વહાલી બાને મારા સપ્રેમ પ્રણામ કહેશો.

લી૦

આપનો આજ્ઞાંકિત પુત્ર

રમણલાલ ચુનીલાલ

જુઓ આ કાગળમાં જમણા હાથને ઉપલે ખૂણે કાગળ લખનારનું ઠેકાણું તથા કાગળ કયે દિવસે લખ્યો છે, તે લખ્યું છે. પછી થોડી જગા મૂકી ડાબા હાથ પર 'મુરબ્બી વહાલા પિતાજી' એમ પોતાના બાપને લખ્યું છે. જો મિત્રને કાગળ લખ્યો હોત તો તેમાં 'પ્રિય મિત્ર' અથવા 'વહાલા દોસ્ત' કે 'સ્નેહી મિત્ર' એમ લખત. માને કાગળ લખ્યો હોત તો તે ઠેકાણે 'વહાલી મા' અથવા 'પૂજ્ય માતુશ્રી' કે 'વહાલી માતુશ્રી' એમ લખત. બેનને 'વહાલી બેન' એમ લખત. ગુરુજીને 'પૂજ્ય ગુરુજી' લખત.

તેની નીચે જગા છોડી કાગળમાં જે ખબર કે હકીકત લખવી હોય તે લખી છે. કાગળ પુરો થયા પછી નીચે જમણા હાથને ખૂણે ત્રણ લીટી એક એકની નીચે લખી લખનારે પોતાનું નામ લખ્યું છે. પહેલી લીટીમાં 'લી૦' છે. તેનો અર્થ 'લીખતંગ' એટલે લખનાર એવો થાય છે. બીજી લીટીમાં 'આપનો આજ્ઞાંકિત પુત્ર'

એમ લખ્યું છે. વડિલોને કાગળ લખ્યો હોય તો તેમાં 'આજ્ઞાંકિત' લખી જે સગપણ હોય તે લખે છે. મિત્રને કાગળ લખ્યો હોય તો 'સ્નેહાધીન મિત્ર' કે 'હંમેશાં યાદ કરનાર મિત્ર' એમ લખે છે. ત્રીજી લીટીમાં લખનાર-નું પુરૂં નામ અથવા સહી હોય છે.

કાગળ લખી રહ્યા પછી તેને વાળી પરબિડીઆમાં મૂકે છે. પરબિડીઆની છુટી કોર ઉપર ગુંદર લગાડેલો હોય છે. તેને પાણી લગાડી પરબિડીઉં બંધ કરે છે. ત્યાર બાદ પરબિડીઆની આગલી બાજુએ પહેલી લીટીમાં જેને કાગળ લખ્યો હોય તેનું પુરૂં નામ, બીજી લીટીમાં તેનું ઘર જે શેરી કે મહોલ્લામાં હોય તે તથા જો બને તો ઘરનો નંબર, અને ત્રીજી લીટીમાં ગામનું નામ લખે છે. પરબિડીઆની ઉપર આમ લખીએ તે શિરનામું કહેવાય.

શિરનામું કર્યા પછી એક આનાની ટિકીટ ચોડી કાગળને ટપાલની પેટીમાં નાંખવામાં આવે છે.

---

## પાઠ ૪૭ મો—ટપાલ ખાતું

**બદલી ગળગળા તબિયત ઑફિસ**

રમણ અને મોતી એક જ નિશાળે અને એક જ વર્ગમાં ભણતા હતા. બે વરસથી તેઓ સાથે હતા. તેમનાં

ઘર પણ પાસે પાસે હતાં. તેથી તેમની વચ્ચે બહુ માયા થઇ હતી.

એવામાં એકાએક મોતીના બાપની કોઈ આઘેના ગામમાં બદલી થઈ. હવે છુટા પડવાનું થશે એ વિચારથી બન્ને મિત્રો બહુ દીલગીર થયા. મોતી જવાનો હતો તે દિવસે તો તે બન્ને ગળગળા થઈ ગયા. તેમનાથી 'આવજો' સુદ્ધાં કહેવાયું નહિ.

મોતીના ગયા પછી એકાદ મહિને ટપાલવાળો રમણના નામનો કાગળ આપી ગયો. તે કાગળ મોતીનો હતો. તેમાં તેણે પોતાના નવા ગામ તથા નવા મિત્રોની વાતો લખી હતી, અને રમણની ખબર પૂછી હતી.

મોતીનો કાગળ વાંચી રમણ બહુ ખૂશ થયો. તેને ત્યાં ગમે છે તથા તેની તબીયત સારી છે તે જાણી તેને આનંદ થયો. રમણે તેના કાગળનો જવાબ લખ્યો. તેના જવાથી પોતાને કેવું સુનું લાગે છે, તે તથા ગામની, શાળાની અને મિત્રોની ખબર તેણે તેમાં લખી.

કાગળ લખ્યા પછી તેણે તેને એક પરબિડીઆમાં મૂક્યો. પછી તેણે તે પરબિડીઆ પર મોતીનું શિરનામું કરી તેના જમણા હાથના ઉપલા ખૂણામાં એક આનાની ટીકીટ ચોઢી.

રમણના ઘરની પાસે જ એક લાલ રંગની થાંભલા જેવી કાગળ નાંખવાની પેટી હતી. રમણે તેમાં પેલો કાગળ નાંખ્યો. કેટલેક ઠેકાણે કાગળ નાંખવાની પેટીઓ ભીંતમાં ચણી લીધેલી હોય છે.

ટપાલ ઑફિસ આગળ પણ આવી પેટી હોય છે અને તેમાં કાગળ નાંખ્યો હોત તો ચાલત; પણ આ પેટી ઘરની પાસે હતી તેથી તેમાં નાંખ્યો. રમણે કાગળ નાંખ્યો ત્યાર પછી થોડી જ વારે ટપાલવાળો ત્યાં આવ્યો. તેણે તે પેટીનું તાળું ઉઘાડ્યું અને તેમાંના બધા કાગળો એક કોથળીમાં ભરી તે મોટી ટપાલ ઑફિસમાં લઈ ગયો.

મોટી ટપાલ ઑફિસમાં બધી પેટીઓના કાગળ આવે છે. ત્યાં બધા કાગળને છાપી એક મોટી કોથળીમાં ભરે છે પછી એવી કોથળીઓને એક ઠેલણ ગાડીમાં ભરી સ્ટેશન પર લઈ જાય છે.

આગગાડીમાં ટપાલના કાગળ લઈ જવા માટે એક ખાસ ડબ્બો હોય છે. તે બહારથી લાલ રંગેલો હોય છે. તેની અંદર ચારે બાજુ નાનાં મોટાં ખાનાં હોય છે. ટપાલ ઑફિસમાંથી આવેલી કાગળની કોથળીઓ આ ડબ્બામાં મૂકવામાં આવે છે.

એ ડબ્બામાં ટપાલ ખાતાના માણસો હોય છે. તે એક ગામના કાગળોને એક જ કોથળીમાં મૂકે છે, અને

તે ગામ આવે ત્યારે તે કોથળીને સ્ટેશન પર ઉતારી નાંખે છે. સ્ટેશન પરથી તે કોથળીને ટપાલ ઑફિસમાં લઇ જાય છે. ત્યાં ગામના મહોલ્લાવાર કાગળોને જુદા પાડી નાંખે છે. પછી ટપાલવાળા તેમને બરાબર ઠેકાણે પહોંચાડે છે.

---

## પાઠ ૪૮ મો—સત્યવાદી હરિશ્ચંદ્ર

### ભાગ ૧

**ધર્મિષ્ઠ દક્ષિણા યજમાન પુરોહિત પ્રતિજ્ઞા ટેક તપોબળ અરણ્ય પરીક્ષા વેશધારી દોલત દીન કલ્પાંત**

પ્રાચીન કાળમાં અયોધ્યા નગરીમાં હરિશ્ચંદ્ર નામે રાજા રાજ્ય કરતો હતો. એ રાજા દયાળુ, સત્યવાદી અને ધર્મિષ્ઠ હતો. કોઇ પણ દુઃખી માણસ નજરે પડતાં તેનું દુઃખ દૂર કરવા તે મથતો. કોઈને વચન આપતો તો ગમે તેટલાં દુઃખ વેઠીને પણ તે પાળતો. તેને તારામતી નામની રાણી અને રોહિત નામનો પુત્ર હતો. તે ન્યાય અને દયાથી રાજ્ય કરતો, તેથી પ્રજાની તેની પર બહુ માયા હતી.

એક વાર તેણે મોટો યજ્ઞ કર્યો. વશિષ્ઠ તેના પુરોહિત હતા તેથી તેણે તેમની પૂજા કરી. યજ્ઞમાંથી વશિષ્ઠ પાછા આવતા હતા ત્યાં તેમને રસ્તે વિશ્વામિત્ર ઋષિ મળ્યા. વિશ્વામિત્રે તેમને પૂછ્યું, "મહારાજ, ક્યાંથી આટલી બધી દક્ષિણા લાવ્યા?" વશિષ્ઠે કહ્યું, "મારા યજમાન રાજા હરિશ્ચંદ્રે મારી પૂજા કરી મને આ ધન આપ્યું. તેના જેવો સત્યવાદી રાજા આ જગતમાં બીજો કોઈ નથી."

વશિષ્ઠને મોઢે હરિશ્ચંદ્રનાં વખાણ સાંભળી વિશ્વામિત્ર ક્રોધે ભરાયા. તેમણે કહ્યું, "એ તમારા યજમાન થાય તેથી તમે એનાં વખાણ કરો છો. શું એ એવો મોટો સત્યવાદી છે? અરે હું એનું સત્ય મૂકાવું. જાઓ, હું પ્રતિજ્ઞા કરું છું કે હું એનો ટેક મૂકાવીશ."

હવે વિશ્વામિત્રે પોતાના તપોબળથી બે મોટા વાઘને અયોધ્યા તરફ મોકલ્યા. તે વાઘોએ ગામના લોકોને બહુ પજવવા માંડ્યા. પોતાની રૈયતને દુઃખી થતી જોઇ રાજા હરિશ્ચંદ્ર તે વાઘોનો શિકાર કરવા ગયો. વાઘોની પાછળ જતાં પોતાના માણસોથી છુટા પડી તે બહુ દૂર નીકળી ગયો. ઘોર અરણ્યમાં તે ભૂલો પડ્યો.

પોતાના નગરનો માર્ગ કેવી રીતે શોધવો તેનો વિચાર તે કરતો હતો તેવામાં તેણે એક બ્રાહ્મણ દીઠો. તે ચિતા ખડકી બળી મરવાની તૈયારી કરતો હતો. હરિશ્ચંદ્રે વિચાર્યું કે આ માણસ બહુ દુઃખી હોવો જોઇએ.

રાજાએ તેને પૂછયું, "તમે કેમ જીવતા બળી મરવા તૈયાર થયા છો? તમને શું દુઃખ છે?" તે બ્રાહ્મણે જવાબ દીધો, "મારૂં દુઃખ જાણ્યાથી તમને શો ફાયદો અને મને શો લાભ? મારૂં દુઃખ ફેડવાનું વચન આપો તો હું તમને કહું." હરિશ્ચંદ્રે કહ્યું, "સુખેથી કહો મહારાજ, હું ત્રિશંકુનો પુત્ર રાજા હરિશ્ચંદ્ર છું. બોલેલું વચન પાળવાનો મારો નિયમ છે" પેલા બ્રાહ્મણે કહ્યું, "મારે કન્યાદાન કરવાનું છે, પણ તેને પરણાવવાનું ધન નથી તેથી હું બળી મરવા તૈયાર થયો છું." રાજાએ તેને કહ્યું, "તમે અયોધ્યા આવજો. તમે જે માગશો તે હું તમને આપીશ. હું ભૂલો પડયો છું તો કૃપા કરી મને અયોધ્યાનો માર્ગ બતાવશો?"

તે બ્રાહ્મણે રાજાને અયોધ્યાની વાટ બતાવી. આ બ્રાહ્મણ તે વિશ્વામિત્ર ઋષિ પોતે જ હતા. તેમને રાજા હરિશ્ચંદ્રની પરીક્ષા કરવી હતી. કેટલાએક દિવસ પછી તે બ્રાહ્મણ હરિશ્ચંદ્ર પાસે ગયો અને દાન માગ્યું. રાજાએ કહ્યું, "મહારાજ, આપની જે ઈચ્છા હોય તે દાન માગો." બ્રાહ્મણે કહ્યું, "રાજા જવાદે એ વાત. હું જે માગીશ તે કાંઈ તારાથી અપાવાનું છે? તમે તમારૂં વચન પાળી શકશો નહિ."

રાજાએ બહુ કહ્યું ત્યારે તે વેશધારી બ્રાહ્મણે કહ્યું કે, "તું મને તારૂં બધું રાજ્ય અને ધનભંડાર આપી દે."

દયાળુ અને સત્યવાદી હરિશ્ચંદ્ર આ સાંભળીને જરા પણ ગભરાયા કે દિલગીર થયા નહિ. તેમની ધર્મિષ્ઠ પત્ની તારામતીએ પણ તે બાબતમાં કાંઇ વાંધો લીધો નહિ. તેને ખાતરી હતી કે તેના પતિ અસત્ય કે અધર્મનું કામ કરશે જ નહિ.

રાજાએ દરબારમાં જઇ તે બ્રાહ્મણને પોતાની ગાદી પર બેસાડયો. બધા દરબારીઓ તો રાજાના આ કામથી આભા જ બની ગયા. નગરમાં પણ આ વાતની ખબર પડતાં હાહાકાર વર્તી રહ્યો.

હવે પેલા બ્રાહ્મણે પોતાનું પોત પ્રકાશવા માંડયું. તેણે રાજાને પોતાના મુલકની બહાર જવાનો હુકમ કર્યો. પોતાની સઘળી દોલત તે બ્રાહ્મણને આપી દીધી હતી, તેથી પહેરેલાં લુગડાં ભેર રાજા, રાણી તથા રાજકુંવર નગર છોડી જવા નીકળ્યાં. એક દિવસ એવો હતો કે સારાં સારાં લુગડાં ઘરેણાં પહેર્યાં વગર રાણી બહાર નીકળતાં નહિ. આજે તે જ રાણીના શરીર પર એકે ઘરેણું નથી! પાલખી કે રથ વગર કદી બહાર ન નીકળતી તે રાણી પગે ચાલે છે! રાજા, રાણી તથા રાજકુંવરની આવી દીન દશા જોઇ લોકો કલ્પાંત કરવા લાગ્યા.

સાચને આંચ નહિ.

---

# પાઠ ૪૯ મો—હરિશ્ચંદ્ર ભાગ ૨

શાસ્ત્ર હજુરીઆ સુકુમાર સાંસા
સાધ્વી સમિધ ચાંડાલ

હરિશ્ચંદ્રને આટલું દુઃખ દીધે વિશ્વામિત્રને સંતોષ ન વળ્યો. નગર બહાર જઇ રાજાએ પેલા બ્રાહ્મણની રજા માગી, એટલે તેણે કહ્યું, "રાજા તું તો ખરો! શાસ્ત્રમાં કહ્યું છે કે દાન ઉપર દક્ષિણા આપવી જોઇએ. માટે તારે મને દક્ષિણા આપવી જોઇએ. દાનનું વચન આપ્યું તે સાથે દક્ષિણાનું વચન પણ થઇ ચુક્યું. માટે મારી દક્ષિણા આપીને સુખેથી જા." રાજાએ કહ્યું, "મહારાજ મારી પાસે જે કાંઇ ધન હતું તે બધું હું તમને અર્પણ કરી ચુકયો છું. હવે હાલ તુરત હું તમને દક્ષિણા કયાંથી આપું?" બ્રાહ્મણે કહ્યું, "તું કહે કે મારે દક્ષિણા નથી આપવી. દાન જોડે દક્ષિણા આપવી જોઇએ પણ મેં તો દાનનું જ વચન આપ્યું હતું, એમ તું કહે એટલે હું મારે ચાલ્યો જઈશ."

આમ વિશ્વામિત્રે હરિશ્ચંદ્રને ચળવા લલચાવ્યો, પણ તેણે પોતાનો ટેક ન મૂક્યો. તેણે કહ્યું, "મારો જીવ જાય તો ભલે પણ હું કદી વચનભંગ નહિ થાઉં. મેં તમને દક્ષિણા આપવાની કહી તે આપીશ જ. વારૂ, પણ તમે કેટલી દક્ષિણા લેશો?

આખરે અઢી તોલા સોનું દક્ષિણામાં આપવું અને તે એક મહિનામાં આપવું એમ ઠર્યું. હવે હરિશ્ચંદ્ર રાજા કાશી તરફ જવા નીકળ્યા. વાતવાતમાં હજુરીઆ 'ખમા' 'ખમા' કહે એવો રાજા આજે બળતા ધીકતા તાપમાં જંગલમાં ચાલી રહ્યો છે. પાણી માગતાં દુધ મળે એવા સુકુમાર રોહિતને પીવાના પાણીના સાંસા છે. રથ કે પાલખી બહાર પગ નહિ મૂકેલો એવી રાણી તારામતી આજે ખાડાટેકરાવાળી અને કાંટાવાળી જમીનમાં ઠેસો ખાતી ચાલે છે. ઉની તપેલી જમીન પર ચાલતાં તે બીચારી-ને પગે ફોલ્લા પડયા. ફુલની કળી જેવો કુમળો રોહિત થાકથી બેભાન થઈ ગયો. તેમની આ દશા જોઇ કોઈનું પણ હૈયું દુઃખથી ફાટી જાય તો રાજાનું તો પૂછવું જ શું ?

રાજા હરિશ્ચંદ્ર આવાં દુઃખથી મુંઝાયો નહિ. સત્ય છોડી ફરી જવાનો વિચાર એક પલવાર પણ તેના ચિત્તમાં આવ્યો નહિ. આખરે જેમ તેમ કરી તેઓ કાશી પહોંચ્યાં. પેલા કપટી ઋષિ તેમના પહેલાં જ ત્યાં આવી પહોંચ્યા હતા. બ્રાહ્મણની દક્ષિણા કેમ આપવી એ વિચાર રાજા કરી રહ્યો હતો. રાજાને અતિ દીલગીર જોઇ તેની પત્ની તારામતીએ કહ્યું, "મહારાજ, ચિંતા ન કરો. સત્યને પાળવા જેવો બીજો કોઇ ધર્મ નથી. મને તથા રોહિતને તમે કોઇને ત્યાં વેચો અને બ્રાહ્મણની દક્ષિણા આપો." ધન્ય છે રાણી તારામતી જેવી સાધ્વી સ્રીને !

કાળકૌશિક નામના બ્રાહ્મણને ઘેર તારામતી તથા રોહિતને વેચ્યાં. તેનાં દામ અઢી તોલા સોના જેટલાં ન થયાં. હવે રાજાએ તે બ્રાહ્મણને કહ્યું, "આ મારો દેહ આપનો છે. મને વેચી ખુટતાં-નાણાં પુરાં કરો." પેલા બ્રાહ્મણે રાજાને એક ચાંડાલને ઘેર વેચ્યો.

તારામતી તથા રોહિતને પેલા કાળકૌશિક બ્રાહ્મણને ત્યાં મહા મહા દુઃખ પડતું હતું. તેઓ તેને ઘેર દાસપણું કરતાં. એ બ્રાહ્મણની પત્ની બહુ હલકા સ્વભાવની હતી. તે તારામતીનું બહુ અપમાન કરતી. તેની પાસે ગજા ઉપરાંત કામ કરાવતી અને લગારે જંપીને બેસવા દેતી નહિ. રોહિતને રોજ પૂજાનો સામાન તૈયાર કરવાનું કામ સોંપ્યું હતું. વાડીમાંથી ફુલ તુળસી, બિલિપત્ર અને હોમનાં સમિધ તેને લાવવાનાં હતાં.

હવે આ તરફ રાજાની શી દશા હતી તે જુઓ. તેને પણ કાંઇ ઓછું દુઃખ નહોતું. તેનો માલીક ભંગીઓ હતો. તે મસાણમાં રહેતો. તેણે હરિશ્ચંદ્રને મસાણની રખેવાળીનું કામ સોંપ્યું હતું. મુડદાં પર ઓઢાડેલું કપડું, એક શેર ચોખા અને અધી રૂપીઓ, એટલો કર મુડદાં બાળવા આવનાર દરેકની પાસે લેવાનું તેણે તેને કહ્યું હતું. દિવસ ભરના કરમાંથી માત્ર અર્ધો શેર ચોખા પોતાને માટે રાખી બાકીનું બધું તે ચાંડાલને આપી દેવાનું હતું ! એક વાર વિશાળ મુલક પર રાજ્ય કરનાર

રાજા હરિશ્ચંદ્રને રાતે મસાણમાં કોઈ ઝાડ નીચે જમીન પર કાંઈ પણ ઓઢ્યાપાથર્યા વગર સુવાનું! ખાવાને માત્ર અર્ધો શેર ચોખા જ! સત્યને ખાતર રાજા હરિશ્ચંદ્રે આ બધું દુઃખ વેઠયું. ધન્ય છે સત્યવાદી રાજા હરિશ્ચંદ્રને.

सत्यनो मारग छे शूरानो, नहि कायरनुं काम जोने.

## પાઠ ૫૦ મો—સત્યવાદી હરિશ્ચંદ્ર ભાગ ૩

**નિર્દય આજીજી શબ દિલાસો અમર જશ**

એક દિવસ રોહિત બાગમાં ફુલ, દર્ભ વગેરે લેવા ગયો હતો, તેવામાં તેને સર્પ ડસ્યો. તેની સાથેના છોકરાઓએ તારામતીને તે ખબર કહી. તે કલ્પાંત કરતી કાળકોશિક પાસે બે ઘડી જવાની રજા માગવા ગઇ. તેણે તેને પોતાનો વહાલો પુત્ર મરી ગયાની ખબર કહી. તેણે બિચારીએ ઘણી આજીજી કરી, પણ નિર્દય બ્રાહ્મણને જરા પણ દયા આવી નહિ. તેણે તેને રજા તો ન આપી, પણ ઉલટી ધમકાવીને ગાળો દીધી. ચીરાતે હૃદયે તે પોતાને કામે લાગી.

બધાં કામથી પરવારી છેક મધ્ય રાતે તે મસાણમાં પોતાના પુત્રના શબને બાળવા ગઇ. હરિશ્ચંદ્રે તેની પાસે મસાણનો કર માગ્યો. તારામતીએ કહ્યું, "હું ગરીબ અને દુઃખીઆરી છું. હું કરના પૈસા ક્યાંથી લાવું?" તેણે તેને ઘણા કાલાવાલા કર્યા પણ તે એકનો બે થયો નહિ. તારામતીએ તેનું નામ દઇ રૂદન કરવા માંડયું. ત્યારે તેણે

તેને ઓળખી. તેને ઘણું દુઃખ થયું. તેને પોતાનું હૃદય ફાટી જતું લાગ્યું. જેમ તેમ પોતાના દુઃખને દબાવી તારામતીને દિલાસો આપવા માંડ્યો; પણ શબને કર વગર બાળવા દેવાની તો ના જ પાડી.

આખરે નિરાશ થઈ પુત્રના મુડદાને લઈ તારામતી પાછી ફરી. ગામના ચોકીદારોએ તેને ડાકણ જાણી પકડી. તેમણે તેને ગામના ભંગીઆને સોંપી. ભંગીઆએ તેને રાજા હરિશ્ચંદ્રને હવાલે કરી અને મારી નાંખવા કહ્યું.

પ્રામાણિક રાજા તુરત પોતાના માલીકનો હુકમ પાળવા તૈયાર થયો. તે તો તારામતીને ઓળખતો હતો. દુઃખથી તેનું હૃદય ફાટી જતું હતું. તેની આંખમાંથી ચોધાર આંસુ વહ્યાં જતાં હતાં. તે તલવાર ઉગામી તારામતીને મારવા જતો હતો, તેવામાં વિશ્વામિત્રે આવી તેનો હાથ પકડ્યો. રાજાના સત્યથી પ્રસન્ન થઇ વિશ્વામિત્રે તેને તેનું રાજ્ય પાછું સોંપ્યું. અને પોતાના તપના પ્રભાવથી તેનું બધું દુઃખ દૂર કર્યું.

સત્યને ખાતર આટલું બધું દુઃખ ખમવા માટે હરિશ્ચંદ્રનું નામ અમર થયું છે. હજારો વર્ષ થયાં પણ લોકો હજુ તેના જશ ગાય છે. તમે એ હરિશ્ચંદ્રના જ દેશનાં બાળક છો. એના જેવાં જ તમે સત્યવાદી થજો.

यतो धर्मस्ततो जयः ।

सत्यनो अंते जय छे, असत्यनो नहि.

# પાઠ ૫૧ મો—ગાડાની મુસાફરી

## નીતરાં મળસ્કું પ્રભાતીઉં ખેતરાઉ ભાથું

અમારા ગામથી ચારેક ગાઉ દૂર અન્નપૂર્ણા નામની નદી છે. એ નદી બહુ મોટી નથી. એનાં પાણી કાચ જેવાં નીતરાં છે, પણ બહુ ઊંડાં નથી. નદીને બંને કિનારે ઉંચી ભેખડો છે. નદીના ભાઠામાં રેતી છે. તેની સામે પાર એક જગાએ નદી કિનારે એટલાં બધાં કેળના છોડ ઉગ્યા છે કે તે જગા 'કેળવન'ના નામથી ઓળખાય છે. એ સુંદર કેળના વનની વચ્ચે કેદારેશ્વર મહાદેવનું દહેરું છે. દર કાર્તિકી પુનમે ત્યાં મોટો મેળો ભરાય છે.

આ સાલ અમે બધાએ મેળામાં જવાનું નક્કી કર્યું હતું. મારી બાથી અને મારી નાની બેનો તથા નાના ભાઇઓથી એટલું બધું ચલાય નહિ. તેથી અમે ગાડું ભાડે કરી જવાનો વિચાર કર્યો. મારા બાપા ગાડાનું નક્કી કરી આવ્યા. અમારે સવારના જઇ સાંજના પાછા આવવાનું હતું. મોડા નીકળીએ તો તાપ વેઠવો પડે, તેથી અમે મળસ્કે નીકળી જવાનું ઠરાવ્યું.

અમને બધાંને જવાનો બહુ ઉમંગ હતો, તેથી સવારે બધાં વહેલાં ઉઠ્યાં. દિશાએ જઇ આવી, દાતણપાણીથી પરવારી, બધાં તૈયાર થઈ ગયાં. મારી બાએ મારી બેનોના ચોટલા ઓળી દીધા. મારા બાપાજીએ ગાડામાં પરાળ

પાથરી તે પર ગોદડીઓ બીછાવી. પછી મેં અને મારા બાપાજીએ મળી લુગડાંની ને ભાથાની પોટલીઓ બાંધી ગાડામાં ગોઠવી દીધી. રસ્તે પાણી પીવા માટે અમે દોરી લોટો પણ સાથે રાખ્યો હતો. મેં મારા નાના ભાઇઓનાં મોં ધોઇ નાંખ્યાં અને તેમને લુગડાં પહેરાવ્યાં.

હજુ તો ચંદ્રનું તેજ હતું અને આકાશમાં તારા દેખાતા હતા. તેવામાં ગાડું ચાલ્યું. થંડો પવન વાતો હતો. આજે કાંઈ એકલું અમારૂં ગાડું કેદારેશ્વર નહોતું જતું. આજે તો ઘણાં ગાડાંની લાંબી હાર થઈ ગઇ હતી. લોકો સવારના પહોરમાં પ્રભાતીઆં અને ભજન ગાતા હતા. અંધારૂં હતું ત્યારે તો અમારા ગાડામાં બધાં સૂઇ ગયાં હતાં. મારી બા તો સૂઇ જ ગઇ. મારા બાપાજી પણ ઝોકાં ખાતા હતા.

ઉંડા ચીલાવાળે રસ્તે ગાડું ધીરે ધીરે આમ તેમ અથડાતું, કુટાતું ચાલતું હતું. ગાડું ઉછળીને પછડાતું ત્યારે અમે પણ ધબ દઈ ગાડામાં પછડાતા. ચીલામાં ગાડું આમતેમ હાલતું, અથડાતું ત્યારે અમે પણ આમથી તેમ અફળાતાં. ગાડું નીચલા ભાગ આગળ તો બહુ જ હાલતું અને ઉછળતું. ગાડાંના ચાલવાથી બહુ ધૂળ ઉડતી. અમારે અમારા આગલા ગાડાની ધૂળ ખાવી પડતી. આ ધૂળથી તો અમને બહુ જ અકળામણ આવતી. દિવસ થયો એટલે મારા બાપાજી અને હું તો ગાડામાંથી

ઉતરી પડ્યા. ગાડામાં અથડાવા કુટાવાથી અમારી તો કમર જ રહી ગઈ હતી.

ગાડું બહુ જ ધીમું ચાલતું હતું. ચાર ગાઉ જતાં તેને ચાર કલાક લાગ્યા. વચમાં ચીલો છોડી અમારૂં ગાડું ખેતરાઉ વાટે થોડુંક ચાલ્યું. ત્યારે તો જાણે ચારણામાં ઘઉં ચળાતા હોય, એમ બેઠેલા સૌ હાલી ઉઠતાં. નદીની ભેખડ આગળ તો ઢાળ બહુ જ ખરાબ હતો. અમારી આગળનું એક ગાડું તો ત્યાં ઉંધું વળ્યું. સારે નસીબે કોઇને કાંઇ ઈજા થઇ નહિ.

નવ વાગ્યાના સુમારમાં અમે કેદારેશ્વર પહોંચ્યા. ગાડામાં ટીચાવાથી અમારા બધાની કમર રહી ગઇ હતી. નદીમાં નાહી અમે મહાદેવનાં દર્શન કર્યાં. ત્યારપછી ભાથું ખાઇ મેળામાં ફરી સાંઝે અમે પાછાં ફર્યાં.

ગાડાની મુસાફરીમાં આનંદ પડે પણ ટીચાવાનું તથા ધૂળ ખાવાનું દુઃખ બહુ. કોઇ વાર ગાડામાં જતાં લુંટાવાનો ભય પણ ખરો. સારી સડક ન હોય ત્યાં તો ગાડામાં ગયા વગર બીજો ઉપાય શો ?

प्रवासथी गम्मत साथे ज्ञान मळे छे.

---

# પાઠ ૫૨ મો—સ્ટેશનનો દેખાવ ભાગ ૧

ઇંચિ ફુટ વાર માઈલ
પ્લેટફૉર્મ - હેલારા ઘરેડ

નાનો ચીમન રોજ નિશાળે જાય છે. એના ગામમાં નિશાળ નથી, તેથી તે પાસેના ગામની નિશાળે જાય છે. નિશાળે જતાં તેને વીસ મિનિટ લાગે છે. ચીમન હમણાં ત્રીજી ચોપડી ભણે છે. ઇંચિ, ફુટ તથા વાર કેમ થાય એ તો ચીમન જાણે છે. એક દહાડો તેના ગુરુજીએ કહ્યું, "ચીમન, તારૂં ઘર તો નિશાળથી એક માઇલ થાય". એક માઇલ એટલે કેટલું લાંબુ તે હવે ચીમનને સમજાયું.

ચીમને બે ત્રણ વાર ગાડામાં બેસી મુસાફરી કરી હતી. પણ તે કદી આગગાડીમાં બેઠો નહોતો. તેના ગામથી આગગાડીની સડક દૂર હતી. તેથી તેણે તે જોઇ પણ નહોતી. એક અઠવાડીઆ પછી તેની બા જોડે તેને તેના મામાને ગામ જવાનું હતું. હવે આગગાડીમાં બેસવાનું મળશે, એમ જાણી તે બહુ હરખાતો હતો.

જવાને આગલે દહાડે તો તેને બરાબર ઉંઘ પણ ન આવી. ઉમંગમાં ને ઉમંગમાં તે વહેલો ઉઠ્યો. તે અને તેની બા ગાડીમાં બેસી આગગાડીને સ્ટેશને ગયાં.

તે બહુ વહેલાં સ્ટેશને પહોંચ્યાં હતાં. ગાડી આવવાની બહુ વાર હતી. તેના બાપાજી નગીનદાસ તેમને મૂકવા આવ્યા હતા. તેમની જોડે તે સ્ટેશનની અંદર ગયો. એક દરવાજામાં થઇ સ્ટેશનની અંદર જવાનું હતું. અંદર એક પહોળો અને ખૂબ લાંબો ઓટલો હતો. એ ઓટલા પર એક લાંબું, ઉચું છાપરું હતું.

નગીનદાસ—ચીમન આ ઓટલાને પ્લૅટફોર્મ કહે છે. આગગાડીના મુસાફરો પેલા દરવાજામાં થઇ અહીં આવી બેસે.

ચીમન—બાપાજી ત્યારે ગાડી ક્યાં ઉભી રહે?

નગીનદાસે તેને નીચે સડક પર પાટા દેખાડ્યા અને કહ્યું, "ચીમન ગાડી અહીં ઉભી રહે."

ચીમન—એ શું કહેવાય?

બાપ—એ પાટા કહેવાય. એ લોઢાના છે.

ચીમન—બાપાજી, એ કેવા ચળકતા અને લીસા છે! એ પાટા નીચે લાકડાના જાડા કકડા થોડે થોડે છેટે મૂકેલા છે. એ શા માટે મૂક્યા હશે?

બાપ—ભાઈ, આગગાડી આવે ત્યારે તું જોજે; એ કેવી મોટી અને ભારે હોય છે. જો એની સડક કઠણ ન હોય અને એના પાટા નીચે આવાં લાકડાં ન મૂક્યાં હોય તો તેનાં પૈડાં જમીનમાં પેસી જાય.

ચીમન—બાપાજી, ત્યારે આ સડક પર પથરા પાથર્યા છે તે તેને મજબૂત કરવા માટે જ ને?

બાપ—હા ભાઇ.

ચીમન—બાપાજી, આગગાડી આ પાટા પર શું કામ ચલાવતા હશે?

બાપ—ચીમન, તું ગાડામાં બેઠો છે ને? ધરેડમાં ખાડા ટેકરા હોય ત્યારે ગાડું કેવું ઉછળે છે! જો આ આગગાડીની સડક કેવી સપાટ છે? એમાં જરા પણ ખાડાટેકરા છે? આવી સપાટ સડક પર આવા લીસા પાટા જડે અને તે પાટા પર ગાડીનાં લીસાં પૈડાં આવે એટલે ગાડી કેવી સરરર કરતી જાય? આમાં ગાડાના જેવા આચકા કે હેલારા આવે નહિ.

गूजरातमां पहेली आगगाडी सुरत अने भरुच वच्चे चालु थइ.

---

# પાઠ ૫૩ મો—સ્ટેશનનો દેખાવ ભાગ ૨

સિગ્નલ ટિકિટ ગપ્પાં ધમકારો
શોરબકોર એંજીન ભઠ્ઠી

પછી ચીમન પોતાના પિતાની આંગળી ઝાલી આખા સ્ટેશન પર ફર્યો. તેમણે તાર—ઑફિસ, ટિકીટ ઑફિસ, સ્ટેશન માસ્તરની ઑફિસ, એ બધું જોયું. સ્ટેશનથી થોડે દૂર ઉંચા થાંભલા હતા અને તેની પર એક બાજુ લાલ અને બીજી બાજુ ધોળા હાથા જડેલા હતા. આપણે હાથ લાંબા કર્યા હોય તેવા તે દેખાતા હતા. ચીમને પૂછ્યું ત્યારે તેના બાપે કહ્યું કે આગગાડી આવવાની હોય ત્યારે એ હાથા નીચા પડે અને ત્યાર પછી પાછા હતા તેમ ઉભા થઈ જાય. સ્ટેશન પાસેની ઓરડીઓમાં લોઢાના હાથા હોય છે, તે ખેંચવાથી તે નીચા પડે છે. એ ઉંચા હાથા સિગ્નલ કહેવાય.

આમ વાતો કરતા તે બાપ દીકરો ફરતા હતા તેવામાં ગાડી આવવાનો વખત થયો. લોકો ટિકીટ લઇને અંદર આવવા લાગ્યા. નગીનદાસ પણ ટિકીટ લઇ આવ્યા. ચીમનની ઉંમર બાર વર્ષની અંદર હતી તેથી તેની અર્ધી ટિકીટ આવી. ચીમન આવ્યો ત્યારે તો સ્ટેશનના પ્લેટફૉર્મ ઉપર કોઇ લોક નહોતા. હવે તો જાણે સ્ટેશન પર મેળો ભરાયો હોય અથવા નાનું ગામ વસ્યું

હોય એમ થઇ રહ્યું. પાનબીડીવાળા, મમરાસેવવાળા, ફળ વેચનારા, માથે છાબ અને ખૂમચા લઇ આવ્યા, અને લાકડાની ઘોડીઓ ઉપર તેમને મૂકી દુકાન માંડી બેઠા. કેટલાક લોક પ્લૅટફૉર્મ પર આમતેમ ફરતા હતા, તો કોઈ ઉભા ઉભા કે બેઠા બેઠા ગપ્પાં હાંકતા હતા. મજુરો લોકોનાં ગાંસડાં પોટલાં ઉંચકીને કે ઠેલણ ગાડીમાં ભરીને લાવતા હતા.

થોડીવારમાં સ્ટેશન પરના મોટા ઘંટાનો એક ટકોરો થયો. નગીનદાસે ચીમનને કહ્યું કે "ગાડી દેખાય ત્યારે એક ટકોરો થાય, અને ઉપડવાની હોય તે પહેલાં પાંચ મિનિટ અગાઉ સાત ટકોરા થાય અને ઉપડવાની હોય ત્યારે બે ટકોરા થાય, ત્રણ ટકોરા થાય ત્યારે ગાડી બીજે સ્ટેશને હોય. ચીમને દૂર જોયું તો પેલો ઉંચો હાથો પડેલો હતો. હવે ગાડી આવતી દેખાઇ. આઘેથી તે ગાડી નાની દેખાતી હતી. થોડી વારમાં તે 'ફકફક' કરતી સ્ટેશન પર આવી પહોંચી. તેનું મોટું, જબરૂં કદ, ધમકારો તથા વેગ જોઇ ચીમન જરા ગભરાયો. તે પાછો હઠી ગયો અને તેણે પોતાના પિતાનો હાથ જરા વધારે જોરથી પકડ્યો. નગીનદાસ જરા હસ્યા અને પૂછ્યું. "કેમ ચીમન, બીક લાગી કે શું ?" સ્ટેશન પાસે આવતાં ગાડી ધીમી પડતી ગઈ અને સ્ટેશનના નોકરે લાલ ધજા દેખાડી એટલે તરત ઉભી રહી ગઇ. નગી-

નદાસે તેને સમજાવ્યું કે ધોળી ધજા ધરે ત્યારે ગાડી ધીરી પડ્યા વગર જેમ ચાલતી હોય તેમ ચાલી જાય. લીલી ધજા ધરે ત્યારે ગાડી ધીરી પડે, અને લાલ ધરે ત્યારે ઉભી રહે.

ગાડી આવી એટલે ફટાફટ્ ડબ્બાઓનાં બારણાં ઉઘડવા માંડયાં. કેટલાંક જણ ગાંસડાં પોટલાં સાથે નીચે ઉતરી પડયાં અને કેટલાંક ગાડીમાં ચઢ્યાં. કોઇ પાણી વાળાને બૂમો પાડતા તો કોઈ પોતાનાં સગાં વહાલાંને બૂમો પાડતાં. ચીજો વેચવાવાળા મોટે ઘાંટે બૂમો પાડતા પોતાની ચીજો વેચવા લાગ્યા. "સેવમમરા, ગાંઠીઆ ભજીઆં", "બરફી, બરફી", "પાણી, બ્રાહ્મણીઆ પાણી" વગેરે અવાજો સંભળાતા હતા. સ્ટેશન પર જબરો શોરબકોર થઇ રહ્યો.

ચીમન—બાપાજી, પેલું મોટા હાથી જેવું આગગાડીની આગળ 'ફકફક' કરતું ગયું તે શું કહેવાય?

નગીનદાસ—એ 'એંજીન' કહેવાય. આ આખી આગગાડીને તે ખેંચે છે.

ચીમન—હેં બાપાજી! એ કેવી રીતે આગગાડીને ખેંચે? એનામાં એટલું બધું જોર ક્યાંથી? મને એંજીન દેખાડશો?

ચીમનની બાને એક ડબ્બામાં બેસાડી નગીનદાસ ચીમનને એંજીન પાસે લઇ ગયા. એંજીન ગાડીથી છુટું

પડી આગળ જઈ પાણી લેતું હતું. એંજીનમાં એક બારણું ઉઘાડી તેમાં એક માણસ કોયલા ભરતો હતો. નગીનદાસે કહ્યું "જો ચીમન, પેલી ભઠ્ઠી છે. એમાં દેવતા કેવો જોરથી બળે છે! એ ભઠ્ઠીની ઉપર પાણી ભરેલું છે. ભઠ્ઠીના તાપથી તે પાણી ઉનું થઇ ઉકળે છે, અને તેની વરાળ બને છે. તેં વરાળ તો જોઈ છે ને? ચુલા પર આંધણ મૂક્યું હોય તેમાંથી નીકળે છે તે વરાળ કહેવાય. પછી એ ટાંકીમાં થએલી વરાળ એંજીનની બાજુએ જડેલી આ લોઢાની મજબૂત પેટીમાં આવે છે. એ પેટીમાં એક દાટો છે. એ દાટા જોડે આ લોઢાનો દાંડો જડેલો છે. પેલી વરાળ એ પેટીમાંના દાટાને જોરથી ધકેલે એટલે આ દાંડો આગળ ઠેલાય. હવે આ દાંડો પેલા પૈડાં જોડે જડેલો છે તેથી તે પૈડું ફરે અને ગાડી ચાલવા માંડે. જો, એંજીનના પાછલા ભાગમાં પહેલાં કોયલા ભરવાની જગા અને તેની પાછળ પાણી ભરવાની ટાંકી છે. જ્યારે જોઇએ ત્યારે એમાંથી એંજીનમાં પાણી અને કોયલા લે. જો પેલી લાંબી ચામડાની સુંઢથી એંજીનમાં પાણી લે છે.

આમ વાત કરતા હતા તેવામાં ઘંટના બે ટકોરા વાગ્યા એટલે નગીનદાસે ચીમનને ડબ્બામાં બેસાડી દીધો.

---

# પાઠ ૫૪ મો—આગગાડીની મુસાફરી

ગાર્ડ ખ્યાલ સંદેશા

આગગાડી ઉપડવાનો વખત થયો એટલે ગાર્ડે સીસોટી વગાડી. તેણે ચોકખાં સફેદ કપડાં પહેર્યાં હતાં, અને ઉપર ચામડાનો પટો પહેર્યો હતો. તેણે સીસોટી વગાડી, ધજા ઉંચી કરી હલાવી એટલે એંજીન હાંકનારે એંજીનની સીસોટી વગાડી. હવે ગાડી ઉપડી.

પહેલાં ગાડી ધીમી ચાલવા માંડી પણ ધીમે ધીમે તેનો વેગ વધવા લાગ્યો. ખટ્ખટ્, ખટ્ખટ્, ઠઅબ, ઠઅબ, એમ એમ અવાજ કરતી ગાડી ચાલી. એંજીનમાંથી છુક, છુક, છુક, છુક એવો અવાજ થયા કરતો હતો. 'ફ્ફ્ફ્ફ્' એવા અવાજ સાથે એંજીનના ભુંગળામાંથી ધુમાડો નીકળતો હતો. વાંકી ચુકી થતી ગાડી આગળ ચાલી.

ચીમન તો ડબ્બાની બારી આગળ બેસી બહાર જોયા કરતો હતો. એક પાટા પરથી બીજા પાટા પર ગાડીને જતી જોઈ તેને બહુ નવાઇ લાગી. તેણે તેની બાને પૂછ્યું, "બા, આ ગાડી એક પાટેથી બીજે પાટે કેવી રીતે જતી હશે?" તેની બાએ કહ્યું, "ભાઇ પેલી ઓરડીમાંથી હાથો ખેંચે એટલે પાટાનો સાંધો ફરી જાય અને ગાડી એક પાટેથી બીજે પાટે ચઢી જાય. તું સ્ટેશને ઉતરીને સાંધો જોજે એટલે ખબર પડશે."

સ્ટેશન આગળ તો ઘણા પાટા હતા પણ સ્ટેશનથી થોડે દૂર ગયા એટલે બેજ પાટા થઈ ગયા. રસ્તાની બન્ને બાજુ ઝાડની હાર હતી તથા તેની પેલી મેર તારની વાડની પાછળ લીલાંછમ ખેતરો આવી રહ્યાં હતાં. સડકની એક બાજુ ઉંચા થાંભલા હતા. એ થાંભલાઓની ઉપર સફેદ માટીના ખડીઆ જેવા કકડા હતા. એ કકડા પર તાર જડેલા હતા. એ થાંભલા તારના થાંભલા કહેવાય અને તાર વીજળીના તાર કહેવાય. એ તાર વાટે ઘણી ઝડપથી એક ગામથી બીજે ગામ સંદેશા મોકલી શકાય છે. એવા સંદેશા વીજળીની મદદથી મોકલી શકાય છે.

થોડીવારમાં બીજું સ્ટેશન આવી પહોંચ્યું. ચીમનને તે સ્ટેશને ઉતરવાનું હતું. તેની બાને તેણે પૂછ્યું, "બા, આપણે નીકળ્યાં તે સ્ટેશનથી આ કેટલું આઘું ?" તેની બાએ કહ્યું, "દશ માઇલ." આગલે સ્ટેશનેથી ગાડી ઉપડી ત્યારે ચીમને સ્ટેશન પરની ઘડીઆળમાં વખત જોયો હતો. તે વખતે બરાબર દશ થયા હતા. આ સ્ટેશન પરની તાર ઑફિસમાં સવા દશ થયા હતા. ગાડી પા કલાકમાં દશ માઇલ ચાલી. ચીમને કહ્યું, "બા, આ ગાડી તો કલાકના ચાલીશ માઇલ જેટલી ઝડપે દોડે છે. એ તો ઉડવા જેવું જ થયું !" હવે ચીમનને આગગાડીની ઝડપનો ખ્યાલ આવ્યો.

સ્ટેશન પર તેના મામા તેમને તેડવા આવ્યા હતા. તેમને જોઈ ચીમન બહુ હરખાયો. ગાડીમાંથી ઉતરી તે તેમને વળગી પડયો. સ્ટેશન પરથી ગાડામાં બેસી બધાં પાસેના ગામમાં ગયાં.

आगगाडीथी प्रवासनी सगवड वधी छे
अने जोडे केटलुंक नुकशान पण थयुं छे.

---

## પાઠ ૫૫ મો—આગગાડી વિષે કવિતા

ખસો ખસો સહુ, બાજુ આવો,
જુઓ જુઓ રે, પેલું ઘેલું,
જંગલી ગજનું, જુથડું મોટું.
ખૂબ હાંફતું. ફૂં ફૂં ફૂં ફૂં ફૂં ફૂં કરતું,
ચીંઈ શબ્દે ચીસ પાડતું;
સાવધ કરવા, મુકામ પરના રખેવાળને,
બેસનારને, જોનારાને, કે' હું આવું.
ભય કાંઇ હોયે, ચીંઈઇ કરીને,
ચીસ કારમી, તાણી પાડે.
ત્યમ ચેતવણી, મુકામ પરના, રખેવાળ પણ,
નિજ તરફથી જો કંઈ હોયે, તો બતલાવે,
ઉંચે કાષ્ટની ફળી ટાંગીને,
વાવટા ઉડવી, દીવા રાખી.
સિગ્નલ રૂડી. રાતી જણાવે,
ભય છે માટે ઉભું રહેવું;

લીલી જણાવે, સંભાળીને,
હળવે હળવે જોતાં આવવું;
ધોળી જણાવે, નથી હરકતો,
પુર દોડથી, ઝટ ઝટ આવવું.
ખુબી ભરેલું, રમાડનારૂં,
તો પણ દીસે, બહાર થકી તે ગાંડું ઘેલું—
ઘણીક રીતે બરાડવામાં,
વળી ચાલવે પગલાં મુકવે;
સરખી રીતે વેળાએ તો,
ધીમે ધીમે વેળાએ તો,
ઉતાવળાં ખુબ, વાયુ પેરે તે, ઉડી જાયે;
જે કારણથી, પગથી બોલે,
ઠબબ, ઠબબ, ઠબ ઠબ ઠબ ઠબ,
ધપ ધપ ધપ ધપ, ટકઠક ટકઠક;
ટ્રકઠક, ટ્રકઠક, ખડ ખડ ખડ ખડ.
ખરરર ખરરર, સરરર સરરર,
ટક ઠક ટક ઠક, ટક ઠક ટક ઠક,
વાયુ બોલે ખરરર ખરરર.
હાંકો ચાલે, કુઊ કુઊ,
ઉભું રહેતાં કચું ઊં ઊ ઊં;
ધન્ય બુધને. (નર્મદાશંકર)

आगगाडीमां लाभ छे पण जो ते परदेशी वहीवटमां
होय तो तेथी देशने गेरलाभ छे.

---

# પાઠ ૫૬ મો— સગાં સંબંધી.

પિત્રાઇ મશીઆઇ મોળાઇ ભાણેજાં
સાળાવેલી પિયેર દૌહિત્ર

આપણાં જુદાં જુદાં સગાંનાં નામ હું તમને કહું. તમારા બાપના ભાઈ તમારા કાકા કહેવાય, અને તેમની બેનો ફોઈ કહેવાય. બાપના બાપ તે દાદા કહેવાય. બાપના મિત્રો તથા ઓળખીતાં તેમનાં ભાઈબેન જેવાં ગણાય, તેથી તેમાં ભાયડા હોય તેને 'કાકા' અને સ્ત્રીઓ હોય તેને 'ફોઈ' કહેવાનો રીવાજ છે. કાકા તથા ફોઈનાં છોકરાં પણ આપણાં ભાઇબેન કહેવાય.

માના ભાઇ તે મામા અને માની બેનો તે માશી કહેવાય. માની મા તે નાની કહેવાય અને માના બાપ તે નાના કહેવાય. નાના નાનીના આપણે દૌહિત્ર કહેવાઇએ. માશીના અને મામાનાં છોકરાં પણ આપણાં ભાઇબેન કહેવાય.

કાકાનાં છોકરાં આપણાં પિત્રાઇ ભાઇબેન કહેવાય. ફોઈનાં છોકરાં આપણાં ફોઇઆત ભાઇબેન કહેવાય. માશીનાં છોકરાં આપણાં મશીઆઇ ભાઇબેન કહેવાય. મામાનાં છોકરાં મોળાઈ ભાઇબેન કહેવાય. બેનનાં છોકરાં ભાણેજાં કહેવાય.

ફોઈના વર ફુઆ કહેવાય. માશીના વર માસા કહેવાય. મામાની વહુ મામી કહેવાય અને કાકાની વહુ કાકી કહેવાય, બેનનો વર બનેવી કહેવાય.

વહુની બેન સાળી કહેવાય તથા તેનો ભાઈ સાળો કહેવાય. સાળાની વહુ સાળાવેલી કહેવાય. વરની બેન તે વહુની નણંદ કહેવાય. વરના મોટાભાઈ વહુના જેઠ કહેવાય, અને તેના નાનાભાઇ તેના દીયર કહેવાય. નણંદના વર એટલે કે વરના બનેવી તે વહુના નણદોઈ કહેવાય. દીયરની વહુ તે દેરાણી બને અને જેઠની વહુ તે જેઠાણી કહેવાય.

વર તથા કન્યાનાં માબાપ એકએકનાં વેવાઈ તથા વેવાણ કહેવાય વરનાં મા તથા બાપ કન્યાનાં સાસુ અને સસરો કહેવાય, અને કન્યાનાં મા તથા બાપ તે વરનાં સાસુ અને સસરો કહેવાય. કન્યાના બાપનું ઘર તે વરનું સાસરૂં અને વરના બાપનું ઘર તે કન્યાનું સાસરૂં. કન્યાના બાપનું ઘર તે તેનું પિયેર કહેવાય.

---

# પાઠ ૫૭ મો—શિખામણ

પ્રભાત   કટુ   મૃદુ   મૃત્તિકા   આલસ્ય

પ્રભાતે ઉઠીને પ્રભુ નામ લેવું,
    કટુ બોલ છોડી મૃદુ વેણ કહેવું.
પછી શૌચ જાઓ પુરૂ પાણી લઈને,
    ધુઓ હાથ બે મૃત્તિકા સ્વચ્છ લઈને.
ઘસી દાંત નાહો બધું ડીલ ચોળી,
    લુછો અંગ આખું મુખે રામ બોલી.
પછી હોંસથી આદરો નિત્ય કર્મ,
    રહી નીતિમાં પાળવો નિજ ધર્મ.
જઈ માત પિતા તણે પાય લાગો,
    ઘણા ભાવથી રોજ આશીષ માગો.
ધરી સ્વચ્છ વસ્ત્રો કરો પાઠ જારી,
    લખો અક્ષરો લક્ષ રાખી સુધારી.
ભણો જે ઘડી તે ઘડી ધ્યાન રાખો,
    બીજા સર્વ વિચારને દૂર નાંખો.
ગુરુજી કહે તે બધું ધ્યાન ધારો,
    કરો ના કદાપિ નકામો લવારો.
વળી પેન, પાટી તથા પુસ્તકો જે,
    સહુ સાચવી મૂકજો એક ઠામે.
પિતા માત કેરી ધરો શીખ આમે,
    કદી ના હઠો ભાઈ ભાંડુની સાથે.

વડીલો અને પૂજ્યનું માન રાખો,
વિવેકે નમી નમ્ર વાણીથી ભાખો.
સગાં સ્નેહી સુમિત્રથી પ્રીત જોડો,
સુસંપે રહી દુષ્ટ કુસંપ તોડો.
નહિ જૂઠ બોલો તજો ભુંડી ગાળો,
અને દુષ્ટ મિત્રો તણો સંગ ટાળો.
તજો ચોરી ચાડી પ્રભુથી ડરીને,
તજો દ્વેષને કલેશ સંપે રહીને.
તજો ક્રોધને રીસ આલસ્ય ત્યાગો,
ડરી દુર્ગુણોથી સદા દૂર ભાગો.

---

## પાઠ ૫૮ મો પૃથુરાજ ચૌહાણ ભાગ ૧

તીરંદાજી એક્કો ઇર્ષ્યા ભ્રષ્ટ
પાજી અનહદ કુમકે

દીલ્હી શહેરમાં અનંગપાલ નામે એક રાજા હતો. તેને બે પુત્રીઓ હતી. તેમાંની એકને તેણે અજમેરના રાજા સોમેશ્વર વેરે પરણાવી અને બીજીને કનોજના રાજા વિજયપાલ જોડે પરણાવી. સોમેશ્વરને પૃથુરાજ નામે પુત્ર થયો, અને વિજયપાલને જયચંદ્ર નામે પુત્ર થયો.

પૃથુરાજ ઘણો બળવાન અને શૂરો હતો. તીરંદાજીમાં, ઘોડે બેસવામાં તથા તલવાર પટામાં તે એકકો હતો. એનું શરીર કસરતથી બહુ મજાનું બનેલું હતું. અને સ્વભાવ ચપલ અને આનંદી હતો. જયચંદ પૃથુરાજ કરતાં મોટો હતો. પણ તેના જેટલો હોંશિયાર અને બહાદુર નહોતો.

અનંગપાલને પૃથુરાજ પર માયા વધારે હતી. અનંગપાલ ઘરડો થયો ત્યારે હિમાલયમાં આવેલા બદરિનાથના તીર્થમાં તપ કરવા ગયો. તેણે પોતાના વહાલા દૌહિત્ર પૃથુરાજને દિલ્હીની ગાદીએ બેસાડયો. આથી જયચંદ્રના દિલમાં પૃથુરાજ માટે ઇર્ષ્યા પેદા થઇ.

અદેખાઇ અને વેર બહુ ખરાબ અવગુણો છે. વેર લેવા તૈયાર થયેલા માણસને સારા નરસાનું ભાન રહેતું નથી. બે ભાઇઓ વચ્ચે તકરાર થાય ત્યારે તે કચેરીમાં લઢી ખૂબ પૈસા બગાડે પણ સમજીને કજીઓ પતાવે નહિ. જયચંદ્રને પૃથુરાજ પર ઝેર હતું તેથી તેને ખરાબ કરવા તેણે મુસલમાનોને હિંદ પર ચઢી આવવા ઉશ્કેર્યા.

મેવાડના શૂરવીર અને બુદ્ધિવાન્ રાણા સમરસિંહ વેરે પૃથુરાજની બેન પૃથા પરણાવી હતી. સમરસિંહ અને પૃથુરાજને એ કારણથી બહુ ગાઢો સબંધ થયો હતો. સમરસિંહ હંમેશાં પૃથુરાજને મદદ કરવા તત્પર રહેતો. સમરસિંહ, ચંદ બારોટ નામનો કવિ, ચામુંડરાય વગેરે અનેક યોદ્ધા પૃથુરાજની મદદમાં હતા. તે વખતે સિંધુ

નદીની પેલી મેર ગીજની નામના શહેરમાં શાહબુદ્દીન ઘોરી નામે મુસલમાન રાજા રાજ્ય કરતો હતો. જયચંદ્રે તેને પોતાની મદદે બોલાવ્યો. વેરની ધૂનમાં તે દેશના ભલાની વાત ભુલી ગયો. દેશ ભલે પરદેશીઓને હાથ જાય, પણ પૃથુરાજ હલકો પડે એટલે બસ, એવો હલકો વિચાર તેણે કર્યો. જયચંદ્ર પાપી બન્યો. તે દેશભક્તિ ભુલ્યો. તેને એમ ન સૂઝયું કે પૃથુરાજને જીત્યા પછી તે પરદેશીઓ એમને એમ પાછા નહિ જાય. તે પરદેશીઓ ત્યાર પછી તેને હરાવી હિંદમાં પોતાનું રાજ્ય જમાવશે એ વાત તે ભુલી ગયો. વેરને અદેખાઇથી આમ બુદ્ધિ ભ્રષ્ટ થાય છે.

જયચંદ્ર દેશનો દુશ્મન બન્યો પણ બીજા બધા રજપૂત કાંઈ તેના જેવા પાજી નહોતા. તેમના દિલમાં માતૃભૂમિ હિંદને માટે અનહદ પ્રીતિ હતી. તેઓ તેના રક્ષણ માટે જીવ આપવા તૈયાર હતા. હિંદમાં પરદેશીનું રાજ્ય થાય એ તેમને ગમતું નહોતું. તે બધા બહાદુર પૃથુરાજની કુમકે આવ્યા. મેવાડના રાણા સમરસિંહની સલાહ તથા મદદથી છ વાર એ શૂરા દેશપ્રેમી રજપૂતોએ શાહબુદ્દીનને હિંદમાંથી હાંકી કાઢયો હતો.

શરણે આવેલા પર દયા કરવી એવો ક્ષત્રિયોનો ધર્મ છે. પૃથુરાજ ક્ષત્રિયનો ધર્મ બરાબર પાળતો. શાહબુદ્દીન કેદ પકડાય અને માફી માગી શરણે આવે એટલે શૂરો પૃથુરાજ તેને છોડી મુકતો.

# પાઠ ૫૯ મો—પૃથુરાજ ચૌહાણ ભાગ-૨

**સદ્‌ગુણી દ્વારપાળ સાવધ ગાફેલ**

**સજ્જ**

અદેખા જયચંદ્રથી પૃથુરાજની કીર્તિ સહન ન થઇ. તેને સંયુક્તા નામે એક બહુ સુંદર અને સદ્‌ગુણી કન્યા હતી. તેનો તેણે સ્વયંવર કર્યો. તેણે બધા રાજાને બોલાવ્યા પણ પૃથુરાજ તથા સમરસિંહને બોલાવ્યા નહિ. તેમનું અપમાન કરવા તેણે તેમનાં પૂતળાં બનાવી સ્વયંવરના દરવાજા આગળ દ્વારપાળની જગાએ મુક્યાં.

સંયુક્તા બહુ શાણી છોકરી હતી. તેણે પૃથુરાજની બહાદુરી તથા બુદ્ધિની વાત સાંભળી હતી. એવા શૂરા પુરૂષ જોડે પરણવાનું તેને મન થયું. સ્વયંવરના મંડપમાં તે આવી. તેણે ફરીને બધા રાજા જોયા. આખરે મંડપના દ્વાર આગળ પૃથુરાજના પુતળાને તેણે વરમાળ પહેરાવી. બધા રાજા ગુસ્સે થયા. તેનો પિતા જયચંદ્ર પણ બહુ ખીજાયો પણ કરે શું ?

સંયુક્તાને પૃથુરાજ જોડે નહિ પરણાવવાનો જયચંદ્રે ઠરાવ કર્યો. પૃથુરાજ કશા ભયથી ડરે એવો નહોતો. પોતાનાં ખાસ પસંદ કરેલાં થોડાં માણસો સાથે આવી તે સંયુક્તાને લઇ ગયો. પૃથુરાજને રોકવા અને

. સંયુક્તાને પાછી લાવવા જયચંદ્રે બહુએ ફાંફાં માર્યા, પણ તેનું કાંઇ વળ્યું નહિ.

સંયુક્તાને પરણ્યા પછી પૃથુરાજ પહેલા જેવો સાવધ ન રહ્યો. તે સંયુક્તાના રૂપમાં એવો તો મોહી પડ્યો કે આખો દહાડો તેની પાસે જ બેસી રહે. રાજ કાજ પર તે ધ્યાન આપે નહિ. લશ્કરની કવાયત જુએ નહિ. પૃથુરાજ આમ આળસુ અને ગાફેલ બન્યો એટલે તેના રાજ્યમાં ગોટાળા થવા લાગ્યા.

આવો લાગ જોઇ જયચંદ્રે ફરીથી શાહબુદ્દીનને બોલાવ્યો. સંયુક્તા શાણી હતી. પૃથુરાજ પોતાની પાસે બેસી રહે અને રાજકાજ પર ધ્યાન ન આપે એ તેને ગમતું નહોતું. તેણે તેને શાહબુદ્દીન ચઢી આવે છે એ ખબર કહી. હિંદ પર દુશ્મન ચઢી આવે છે એ ખબર સાંભળી પૃથુરાજે હુંકાર કર્યો. તેની નસોમાં લોહી વેગથી વહેવા લાગ્યું. ક્રોધથી તેની આંખો લાલ થઇ. તે યુદ્ધ માટે તૈયાર થયો. સંયુક્તાએ પોતાને હાથે તેને બખ્તર પહેરાવ્યું.

હથિયારથી સજ્જ થઈ પૃથુરાજ શાહબુદ્દીન સામે લડવા ચાલ્યો. સમરસિંહ અને બીજા ઘણા રજપૂત રાજાઓ તેની મદદે આવ્યા હતા. પણ આ વખતે શાહબુદ્દીન બહુ મોટું લશ્કર લઇ આવ્યો હતો. દેશદ્રોહી જયચંદ્ર તેની મદદમાં હતો. 'હર હર મહાદેવ' કરી શૂરા રજપૂતો

મુસલમાનો પર તુટી પડ્યા. બહુ જબરી લડાઇ થઇ. ધનુષમાં છુટતાં બાણોથી અ[illegible] છવાઇ ગયું. યોદ્ધાઓ તલવાર અને ભાલાથી લડતા હતા. સેંકડો માણસો તથા હાથી ઘોડા કપાઇ મુઆ. બહુ બહાદુરીથી લડ્યા છતાં પૃથુરાજ હાર્યો અને કેદ પકડાયો પૃથુરાજને જીતી દીલ્હી લઇ, શાહબુદ્દીને કનોજ પણ જીત્યું.

પૃથુરાજ પર વેર લેવા જતાં જયચંદ્રે પોતાનું રાજ્ય ખોયું. એટલું જ નહિ, પણ હિંદમાં પરદેશીનું રાજ્ય આણ્યું. અદેખાઈ અને વેરનું આ પરિણામ. માંહોમાંહે ગમે તેટલી તકરાર હોય પણ દેશના ભલાની વાત આવે કે તરતજ તે પડતી મુકવી એ શિખામણ આ ઉપરથી મળે છે.

पृथुराज ए दिल्हीनो छेल्लो हिंदु सम्राट्

---

## પાઠ ૬૦ મો—આગ

### તતુડાં જ્વાળાઓ અભેચવા બ્હાવરી કછોટા

એક દિવસ રાતનાં તતુડાંનો અવાજ સાંભળી હું ઝબકી ઉઠયો. 'આગ લાગી!' 'આગ!' 'કયાં લાગી?' વગેરે અવાજો બધે સંભળાવા લાગ્યા. મેં મારા ઘરની બારી ઉઘાડી જોયું તો આખે આકાશમાં ધૂમાડાના ગોટેગોટ નીકળતા હતા.

લુગડાં પહેરી હું બહાર નીકળ્યો. તપાસ કરી આગ લાગી હતી ત્યાં જઇ પહોંચ્યો. હું ગયો ત્યારે આગ ખૂબ લાગી હતી. ઘરના છાપરામાંથી અગ્નિની ઝાળો નીકળતી હતી. લાંબી જીભો જેવા ભડકા બારીમાંથી નીકળતા હતા. 'ફડ' 'ફડ' અવાજ સાથે બારી બારણાં તુટતાં અને અગ્નિની જવાળાઓનાં ગુંચળાં ચોમેર ફેલાતાં હતાં. બળેલાં લાકડાંનાં અંગારા નીચે પડતા હતા.

બળતા મકાનની પાસે લોકોની મોટી ઠઠ જામી હતી. એ મકાનની પાસેના મકાનપર લોકો ઘડાઓ વડે પાણી છાંટતા હતા. થોડી વારમાં ત્યાં લાલ રંગનો પાણીનો બંબો આવી પહોંચ્યો. બહુ ભીડ અને લોકો ખસે નહિ તેથી તેને આવતાં વાર લાગી. લોઢાના એક મોટા વાસણમાં પાણી ભરી તેમાં બંબાની એક નળી નાંખી. બીજે છેડે લાંબી સુંઢ જોડી. બીજા બંબાવાળાઓએ બંબાનો હાથો ઉંચો નીચો કરી અભેચવા માંડ્યું. એટલામાં એક બંબાવાળો પાસેના ઘરના છાપરાપર ચડી ગયો. તેના હાથમાં પિત્તળ ની ભુંગળી જેવું હતું.

બંબો અભેચાયો એટલે તે નળીમાંથી જોરથી પાણીની ધાર ઉડવા લાગી. પેલા બંબાવાળાને જોરથી ધક્કો લાગ્યો. પણ તે બરાબર પગ ગોઠવી ઉભો હતો તેથી પડી ન ગયો. જ્યાં બહુ બળતું હતું ત્યાં તેણે પાણી છાંટવા માંડ્યું.

થોડીવારમાં બીજા પણ બંબા આવી પહોંચ્યા. ચારે બાજુથી તે મકાનપર પાણી છંટાવા માંડ્યું. બે એક કલાક આમ મહેનત કરતાં આખરે આગ બુઝાઇ.

આગ લાગી ત્યારે તે ઘરમાં રહેનારની સ્થિતિ ઘણી દયાજનક હતી. ઘરધણી બધા લોકોને તથા બંબાવાળાને ખૂબ કામ કરવા વિનવતો હતો. તે આમતેમ દોડતો હતો. તેની બૈરી બીચારી ખૂબ ગભરાઇ બ્હાવરી જેવી થઇ ગઇ હતી. તેનો તો જીવ જ ફટકી ગયો હતો. તેને રડતી જોઇ તેનાં નાનાં છોકરાં પણ રડતાં હતાં. પેલો બિચારો ભાયડો તેમને ધીરજ આપતો હતો.

હવે બન્યું એમ હતું કે તે બાઇનો એક નાનો છોકરો ઘરમાં રહી ગયો હતો. આથી તે ધણી ધણીઆણી ગાંડાં જેવાં થઇ ગયાં હતાં. ત્યાં આટલા બધા લોક એકઠા થયા હતા, પણ કોઇની તે બળતા ઘરમાં જવાની હિંમત ન ચાલે. આપણો બહાદુર બાબુ ત્યાં હતો. તેણે એ વાત જાણી એટલે કછોટો મારી લુગડાં ભીનાં કરી તે ઘરમાં પેઠો. ઉપલા ઓરડામાં છોકરો હતો. આખો ઓરડો ધુમાડાથી ભરાઇ ગયો હતો. હોશિયાર બાબુ ઘુંટણીએ ચાલતો ગયો અને પેલા છોકરાને ઉપાડી ઝટ નીચે ઉતરી પડયો. પેલી બાઇ પોતાનો છોકરો મળતાં ઘણી રાજી થઇ તેણે બાબુને ઘણી આશીષ દીધી.

राजाए दंडयुं खमाय पण अग्निए दंडयुं न खमाय.

# પાઠ ૬૧ મો—ચંદ બારોટ

મંત્રી દૂત જોસીલાં અંકુશ સામગ્રી
ચર્ચા છાવણી સંહાર તિરસ્કાર
જહાંપનાહ શબ્દવેધી મસલત

એ પૃથુરાજ ચહુઆણના દરબારનો રાજકવિ અને મંત્રી હતો. તે બહુ બુદ્ધિશાળી હતો. ઘણી જરૂરી બાબતોમાં પૃથુરાજ એની સલાહ લેતો. શાંતિમાં તે સારો સલાહકાર હતો, તેમ યુદ્ધમાં તે શૂરવીર લડવૈયો હતો. ચામુંડા માતાનો તે પરમ ભક્ત હતો. માતાજી એની પર પ્રસન્ન હતાં. તેમની કૃપાથી તેનામાં ઉત્તમ કાવ્યો રચવાની શક્તિ આવી હતી. એનાં વીરરસ કાવ્યોથી નાહિંમત હોય તેને પણ પાણી ચઢતું. યુદ્ધ સમયે તેનાં જોસીલાં કાવ્યો સાંભળી શૂરવીરો ખૂબ ઉશ્કેરાઈ શત્રુ પર ધસતા.

ગૂજરાતના રાજા ભીમદેવ સાથે પૃથુરાજને તકરાર થઈ ત્યારે તે રાજાના દરબારમાં તેણે ચંદ બારોટને દૂત તરીકે મોકલ્યો હતો. ચતુર ચંદ જાળ, નીસરણી, કોદાળી, દીવો, અંકુશ અને ત્રિશુળ લઈ ભીમદેવના દરબારમાં ગયો. આ બધી વિચિત્ર સામગ્રી સાથે તેને આવેલો જોઈ ભીમદેવે તે ચીજો લાવવાનો હેતુ પૂછયો. શત્રુના દરબારમાં દુશ્મનો વચ્ચે ઉભા રહી વગર બીકે ચંદે કહ્યું, "જો તમે મારા રાજાની બીકથી પાણીમાં પેસી જશો તો આ જાળથી તમને

શોધી કેદ કરીશું. આકાશમાં જશો તો નીસરણીથી અને પાતાળમાં પેસશો તો આ કોદાળીથી શોધી કાઢીશું. અંધારામાં ભરાશો તો આ દીવો તૈયાર છે. યાદ રાખજો, આ અંકુશથી તમને વશ કરી આ ત્રિશૂળથી પૂરા કરીશું." ભીમદેવને આ સાંભળી ક્રોધ તો ચઢ્યો, પણ દૂતને મરાય નહિ એટલે શાંત રહ્યો. તેની સાથે થયેલા યુદ્ધમાં ચંદ બહુ બહાદુરીથી લઢ્યો. એ યુદ્ધમાં ભીમદેવ હાર્યો.

શાહબુદ્દીન ઘોરી સાથે યુદ્ધ થયું ત્યારે ચંદ પોતાને વતનથી પૃથ્વીરાજની મદદે જવા નીકળ્યો. રસ્તે મુસલમાની લશ્કરની ચર્ચા જોવા તે છૂપે વેશે તેમની છાવણીમાં ગયો. દૈવજોગે તે મુસલમાનોને હાથ કેદ પકડાઈ ગયો. હોંશિયારીથી તે કેદખાનામાંથી નાશી છુટ્યો પણ તે વખતે તો પૃથુરાજ હારી કેદ પકડાયો હતો.

પૃથુરાજને કેદ કરી શાહબુદ્દીન ગીજની લઈ ગયો. પૃથુરાજ બહુ બળવાન હતો. મુસલમાન સીપાઇઓ તેનાથી બહુ બીતા હતા. તેમણે તેને લડતો અને થોરીઆનાં ડીંગલાં પેઠે દુશ્મનોનો સંહાર કરતો જોયો હતો. પૃથુરાજ છુટો હોય તો કદાચ કોઇને મારી બેસે એ બીકે તેના હાથ, પગ અને ગળામાં મળી પચાસ મણની લોઢાની સાંકળો પહેરાવવામાં આવી હતી. તેને પુરતું ખાવાનું પણ આપતા નહોતા. વળી ભર દરબારમાં તેણે શાહબુદ્દીનનો તિરસ્કાર કર્યો હતો, તેથી તેની આંખો ફોડાવી નાંખી હતી. પૃથુરાજ

હારેલા શાહબુદ્દીનને સાત સાત વાર માફ કરી જવા દીધો હતો. એનું તે ક્ષત્રિયપણું! શાહબુદ્દીન તેના જેટલી ઉદારતા બતાવી ન શક્યો.

પૃથુરાજના દુઃખની વાત સાંભળી ચંદ બારોટ ગીજની ગયો. તેણે પોતાની સુંદર, છટાદાર કવિતાઓથી શાહબુદ્દીનને ખૂશ કર્યો અને પૃથુરાજને મળવાની રજા માગી લીધી. ચંદને મળતાં પૃથુરાજને એટલો બધો આનંદ થયો કે પચાસ મણની સાંકળ ઉંચકી તે સામો આવી તેને ભેટ્યો. એ વાત સાંભળી શાહબુદ્દીન તો ચમક્યો અને બીજી પચાસ મણની સાંકળ પૃથુરાજને પહેરાવી.

ચંદે આવી શાહબુદ્દીનને કહ્યું, "તમારા જેવા બહાદૂર શાહ અંધ પૃથુરાજથી આટલા બીએ એ કેવી નવાઈની વાત. તમે એનાથી શું કામ બીઓ છો. એ તો હવે અંધ છે, એટલે તમને એ શું કરી શકે એમ છે? એ બહુ ચતુર છે અને ધનુષ્ય બાણના સારા ખેલ કરી શકે છે. તમે તે ખેલ જોઈ ઘણા ખૂશ થશો. આઠેક દિવસ એને ખોરાક આપી તાજો કરો અને પછી જોઈ લો એની ચાતુરી!"

આઠ દિવસ બાદ પૃથુરાજને શાહબુદ્દીન પાસે લાવવામાં આવ્યો. શાહબુદ્દીન ઉંચે જરૂખામાં બેઠો હતો. અને પૃથુરાજ તથા ચંદ નીચે ચોકમાં હતા. પૃથુરાજને ધનુષ્ય આપે પણ દોરી ખેંચતાંની સાથે તે તુટી જાય! ઘણાં

ધનુષ્ય તુટ્યાં ત્યારે ચંદે કહ્યું, "જહાંપનાહ, એનું પોતાનું ધનુષ્ય આપશો તો તેજ તેના હાથમાં ટકશે."

પૃથુરાજને તેનું પોતાનું ધનુષ્ય લાવી આપવામાં આવ્યું. સો સો મણના સાત તવા એક હારમાં ગોઠવ્યા હતા. જે તવા પર શાહ કાંકરી મારે તે પૃથુરાજને વીંધવાનો હતો. પૃથુરાજ શબ્દવેધી હતો. તે અવાજ પરથી નીશાન લઈ શકતો હતો. ચંદે તથા તેણે એવી મસલત કરી હતી કે શાહબુદ્દીન તવા વીંધવાનું કહે ત્યારે તવાને બદલે તેને જ તીર મારી મારી નાંખવો. બધી તૈયારી થઇ એટલે ચંદે કહ્યું:

ચાર બંશ ચોવીસ ગજ, અંગુલ અષ્ટ પ્રમાણ;
ઇતને પર સુલતાન હૈ, મત ચુકે ચહુઆણ.

આમ કહી કવિ ચંદે શાહબુદ્દીન બેઠો હતો તે જગાની ઉંચાઇ કહી બતાવી. પછી શાહબુદ્દીને 'શાબાશ પૃથુ' કહી તેને રજા આપી એટલે તેણે તેના અવાજની દિશા પરથી નીશાન લઈ તેના કપાળમાં બાણ માર્યું. શાહબુદ્દીન નીચે ઢળી પડ્યો અને પૃથુરાજે ચંદના તથા ચંદે પૃથુરાજના ગળા પર તલવાર ફેરવી.

ચંદે રચેલા 'પૃથુરાજ રાસા' નામના વ્રજ ભાષાના ગ્રંથમાં પૃથુરાજના રાજ્યની હકીકત બહુ સુંદર રીતે અને સુંદર ભાષામાં આપી છે.

---

# પાઠ ૬૨ મો—કાચબો અને કાચબી

કાચબો અને કાચબી જળમાં રહેતાં, હતાં હરિનાં દાસ,
દરશન કારણ બાહેર નીસર્યાં, રાખીને વિશ્વાસ;
આવતાં નજરે ભાળ્યાં, ઝાલીને બાંધી માર્યાં. ૧
કાચબી કહે છે કાચબાને, તેં કહેણ ન માની કંથ,
આપણ બેઉને ઝાલીને ચાલ્યો, એ તો લાંબો પંથ;
હતા બેઉ જીવ સંઘાથે, પડયા પાપીને હાથે. ૨
પાપીએ પાપ પ્રગટ કીધાં, ઓર્યાં આંધણ માંય,
ચોદશથી સળગાવીઆં, દુઃખી થયાં બહુ ત્યાંય;
ક્યાં છે તારો સારંગપાણી, માથે આવી મોત નીશાની. ૩
કાચબો કહે છે કાચબીને તું, રાખની ધારણ ધીર,
આપણને ઉગારશે વહાલો, જુગતેથી જદુવીર;
ચિંતા મેલી શરણે આવો, મરવા તુંને નહિ દે માવો. ૪
વારે વારે તને વારતી, મારૂં કંથ ન માન્યું કહેણ,
કાળ આવ્યો કોણ રાખશે, તમે નીચાં શું ઢાળો નેણ?
પ્રભુ તારો નાવ્યો પ્રાણી, માથે આવી મોત નીશાની. ૫
અબળાને દંતબાર ન આવે, કોટિ કરોને ઉપાય,
કહ્યું ન માને કંથનું, એ તો ગાયું પોતાનું ગાય;
એવી વિશ્વાસની વ્હોણી પ્રથમ પહેલી મતની પ્રાણી. ૬
કાચબી કહે કયાં ગયો તારો રાખણહારો રામ?
હરિ નથી કોઇના હાથમાં, તમે શું બોલો છો, શ્યામ?
સુવા ટાણે મત સુઝાણી, તુટયા પછી ઝાલવું તાણી. ૭

ત્રિકમજી ત્રણુ લોકમાં, મારે તમારો છે ઈતબાર,
અટક પડે હરિ આવજો, મારા આતમના આધાર;
છોગાળાજી વાત છે છેલ્લી, થાજો બળતાંના બેલી. ૮
કાચબી કહે કોણુ ઉગારે, તારો જાતો રહ્યો જગદીશ,
ચાર દિશેથી સળગાવીઆં લઇ ઓર્યાં વીચોવીચ,
આમાંથી જો ઉગરીએ, પાણી બહાર પગ ન ભરીએ. ૯
બળતી હોય તો બેસ મારી. પીઠ પર રાખું પ્રાણુ,
નિંદા કરે મારા નાથની એ તો, મારે છે મુજને બાણુ;
વાલો મારો આવશે વારું, આપણુને ઉગારવા સારૂં. ૧૦
કાચબી કહે કિરતાર ન આવ્યો, આવ્યો આપણો અંત;
પ્રાણુ ગયા પછી પહોંચશે, તમે તે શું બાંધ્યો તંત?
જેનો વિશ્વાસ છે તારે, તેનો ભરૂંસો નહિ મારે. ૧૧
વિઠ્ઠલજી મારી વારે ચઢજો, શામળા કરજો સાર,
લાજ લોપાશે લોકમાં, પછી બીજી કોની વાર?
હરિ મારી હાંસી થાશે, પ્રભુ તારી પતીત જાશે. ૧૨
કેશવજીએ કરુણા કીધી, મોકલ્યો મેઘ મલાર,
આંધણુમાંથી ઉગારીઆં, આવી કાચબાને કિરતાર;
ભોજલ કહે ભરૂંસો જેને, ત્રિકમજી તારશે તેને. ૧૩

વિભાગ બીજો—પ્રાણીઓ

# પાઠ ૬૩ મો—બિલાડી ભાગ ૧ લો



છાપું ચપટા નહોર ઉઝરડો
હૂક અણીઆળા સમાર્યાં પ્રસાદ

વસંતલાલ જમીને એક દિવસ બારીએ બેઠો હતો. તેના પિતા છાપું વાંચતા હતા. પાસેના ઘરના છાપરા પર વસંતે બિલાડી જોઇ. તેને જોઈ તે બોલી ઉઠયો, "બાપાજી, જુઓ તો ખરા, પેલી બિલાડી કયાં ચઢી છે ! એ ત્યાં કેવી રીતે આવી હશે ? પોપટ કે કાગડાની પેઠે એને કંઇ પાંખ નથી. એ કંઈ ઉડી શકતી નથી." વસંતનું બોલવું

સાંભળી તેના પિતા છાપું મૂકી દઈ તેની પાસે આવ્યા. તેમણે કહ્યું, "વસંત, બિલાડી ઉડી શકતી નથી એ વાત ખરી, પણ તે કુદકો મારી ઉંચી ભીંત પર ચઢી શકે છે અને થડ પકડી ઝાડ પર પણ ચઢી શકે છે. આપણે જેમ પગથીઆં ચઢીએ છીએ, તેમ તે એક ઉંચી જગા ઉપરથી બીજી પર કુદીને જાય છે અને એમ કરતી છેક છાપરા સુધી ચઢી જાય છે."

વસંતે પૂછ્યું, "એ ઝાડ પર કેવી રીતે ચઢતી હશે? હું ઝાડ પર ચઢું છું ત્યારે થડ સીધું હોય તો મારો તો હાથ સરી જાય છે."

પિતા–એ તો ખરૂં. તારી આંગળીઓ પર ચપટા નખ છે. તને કંઈ બિલાડીના જેવા અણીદાર નહોર છે? બિલાડી તો ઝાડના થડમાં એ નહોર ઘોંચે છે. તેથી તે સરી જતી નથી અને એમ કરી તે ઝાડ ઉપર પણ ચઢી જાય છે. કુતરો તેની પાછળ દોડ્યો હોય છે, ત્યારે તે કુદીને ભીંત કે ઝાડ ઉપર ચઢી જાય છે. કુતરાથી એમ ઉંચું કુદાતું નથી; એટલે તે બિચારો ભીંત કે ઝાડ આગળ ઉભો રહી ભસ્યા કરે છે.

વસંત–બાપાજી, તમે કહો છો કે બિલાડીને નહોર હોય છે. હું આપણી પાળેલી બિલાડી જોડે રોજ રમું છું અને એને પગે પણ હાથ ફેરવું છું, પણ મને તો કોઇ દિવસ એવા નહોર દેખાયા નથી.

પિતા—વસંત તે દિવસે તેં એને પકડી હતી, તે વખતે એણે તને ઉઝરડો ભર્યો હતો અને લોહી કાઢ્યું હતું તે ભૂલી ગયો કે? તેણે ઉઝરડો શેનાથી ભર્યો હતો? એ જ તેના નહોર.

વસંત—હા, હા, હવે મને યાદ આવ્યું. એને નહોર તો હોય છે. બાપાજી, અમે એની જોડે રમીએ છીએ ત્યારે એ કેમ દેખાતા નથી?

પિતા—જ્યારે ખપ ન હોય ત્યારે એ પોતાના નહોર પાછા ખેંચી લે છે. જ્યારે જરૂર પડે ત્યારે એ પોતાના નહોર બહાર કાઢે છે. હવે તું જ્યારે બિલાડી જોડે રમે ત્યારે જોજે. એના આગલા પગ પર પાંચ અને પાછલા પગ પર ચાર આંગળાં હોય છે અને તે દરેક આંગળે નહોર હોય છે. એ નહોર વાંકા હુક જેવા અણીઆળા અને પાછા ખેંચી લીધેલા હોય છે.

વસંત—બાપાજી, બિલાડી રોજ એ નહોર બહાર કેમ નહિ રાખતી હોય?

પિતા—વસંત, શાક સમાર્યા પછી આપણે ચાકુને ખુલ્લું ને ખુલ્લું રાખીએ તો તેની ધાર બગડી જાય ને? અને ધાર બગડ્યા પછી એનાથી કલમ ઘડાય કે? બિલાડી પોતાના નહોર બહારને બહાર રાખે તો તેમની અણી બૂઠી થઇ જાય અને પછી તેનાથી ઉંદર વગેરે પકડાય નહિ. જ્યારે

છોકરાં એને પજવે, ખેંચે કે એનું શરીર દુખાય એમ ઉંચકે છે, ત્યારે એ તેમને ઠીક પ્રસાદ આપે છે. એવો એક ઉઝરડો ભરે છે કે તેઓ એકદમ તેને છોડી દે છે.

---

## પાઠ ૬૪ મો—બિલાડી ભાગ ૨ જો

કોઠાર લપાઇ

વસંત—બાપાજી, કુતરાને તો બિલાડી જેવા નહોર નથી હોતા. તેના નહોર તો હંમેશાં બહાર જ હોય છે. એ કેમ બિલાડીની પેઠે પોતાના નહોર સાચવતો નથી ?

પિતા—વસંત, તેં બિલાડીને ઉંદર કે કોઈ પંખી પકડતી જોઇ છે ?

વસંત—હા, બાપાજી. મેં કોઠારમાં આપણી બિલાડીને ઉંદર પકડતી જોઈ છે. એ તો જાણે ઉંઘી ગઇ હોય એમ છાનીમાની એક ઠેકાણે છુપાઇને સૂઇ જાય છે. પછી ઉંદર આમતેમ દોડતા હોય છે, તેવામાં તરાપ મારી પોતાના પગથી તેમને પકડી લે છે.

પિતા—વસંત, ઉંદરને પકડતી વખતે એ નહોર બહાર કાઢે છે. બિલાડી ઉંદર તથા પંખીઓને પકડી ખાઇ જાયછે,

તેથી તે શિકારી પ્રાણી કહેવાય છે. જેને તે પકડી ખાય તે પ્રાણી તેનો શિકાર કહેવાય. શિકારને પકડતી વખતે બિલાડી પોતાના નહોર બહાર કાઢે છે. કુતરો પણ શિકાર કરે છે. પણ તે બિલાડીની પેઠે પોતાના શિકારને તરાપ મારી નહોરથી પકડતો નથી. તે તો ઝડપથી શિકાર પાછળ દોડી, તેને પકડી પાડી, બચકું ભરી મારી નાંખે છે. આથી એને નહોરનો બહુ ખપ પડતો નથી; અને તેથી એ નહોર પાછા ખેંચી લઇ સાચવતો નથી.

વસંત—બાપાજી. ઉંદર તથા પંખીઓને બિલાડી આવવાની ખબર નહિ પડતી હોય ?

પિતા—વસંત, બિલાડીના પગને તળીએ પોચી ગાદી હોય છે, તેથી તે ચાલે છે ત્યારે જરા પણ અવાજ થતો નથી. મેજ પર તે કુદે છે, ત્યારે પણ અવાજ થતો નથી વળી તે લપાઇ, છુપાઇ, સંતાતી શિકારની પાસે જાય છે અને એની પાસે પહોંચે છે કે એકદમ તરાપ મારી તેને પોતાના ઝીણા નહોરથી પકડી લે છે.

---

# પાઠ ૬૫ મો—બિલાડી ભાગ ૩ જો

ખરબચડી          ગંદવાડ

વસંત—બાપાજી, ઉંદર તો આખો દહાડો દરમાં ભરાઈ રહે છે અને રાતે જ બહાર નીકળે છે. બિલાડી અંધારામાં એમને કેવી રીતે જોતી હશે ?

પિતા—વસંત, આંખની કીકીને તું જાણે છે? જો, આંખમાં પેલું ગોળ ડાઘા જેવું દેખાય છે, તે કીકી કહેવાય. બહુ તેજ હોય ત્યારે કીકી નાની થઈ જાય છે. ત્યારે આપણે એમ કહીએ છીએ કે 'મારી આંખ ઝંખવાઈ ગઇ'! તેજ ઓછું હોય ત્યારે કીકી પહોળી થાય છે. આપણે અંધારા ઓરડામાં જઇએ છીએ ત્યારે જાણે આંખ ફાડીને જોતા હોઇએ એમ લાગે છે. તેં બિલાડીની આંખ જોઇ છે? દિવસે તો એની કીકી એક નાની ફાડ જેવી દેખાય છે, પણ રાતે તો આખી કીકી ઉઘડી જાય છે. એની કીકી મોટી, તેથી એ તો રાતે પણ જોઇ શકે છે.

વસંત—બાપાજી, બિલાડીનું શરીર કેવું લીસું અને સુંવાળું હોય છે! એના શરીર પર હાથ ફેરવવો મને બહુ ગમે છે.

પિતા—વસંત, બિલાડીને પોતાનું શરીર ચોક્ખું રાખવાની ટેવ છે. એને ગંદવાડ જરાએ ગમતો નથી. જ્યારે

એ નવરી બેઠી હોય ત્યારે એ પોતાનું શરીર ચાટીને સાફ કર્યા કરે છે.

વસંત—શરીર ચાટીને સાફ કરે ? એ વળી કેવી ટેવ ?

પિતા—એની જીભ આપણા જેવી નથી હોતી. આપણી જીભ પોચી અને સુંવાળી છે, પણ બિલાડીની જીભ તો કાંટાવાળી અને કરકરી હોય છે.

વસંત—બાપાજી, તમે કહેતા હતા કે આપણે આ ઘર છોડી બીજે કંઇ રહેવા જવાના છીએ. ત્યાં આપણી પાળેલી બિલાડીને લઇ જઇશું ને ?

પિતા—હાસ્તો, એને મૂકીને જઇએ તો એ બિચારી દુઃખી થાય. પાળેલી બિલાડીને તો માણસની વસ્તી વિના ચાલે જ નહિ. આ ઘરમાં જે નવો ભાડુત આવે તે એને પાળે નહિ, તો એ બિચારી મીયાંઉં મીયાંઉં કરી મરી જાય. ઘર બદલીએ અને એને મૂકીને જઇએ, એ તો ખોટું. એ બિચારીને એથી બહુ દુઃખ થાય. એને તો આપણી જોડે જ લઈ જઈશું.

વસંત—ત્યારે તો ઠીક. મને એ બહુ વહાલી લાગે છે.



# પાઠ ૬૬ મો—કુતરો

## કાબરચિત્રાં માંસાહારી નિમકહલાલ

કુતરો તો બધાએ જોયો હશે. એનું શરીર લાંબું હોય છે. બિલાડી કરતાં એ કદે મોટો છે. બિલાડીનું મોં ગોળ છે, પણ કુતરાનું મોં તો લાંબું અને અણીઆળું હોય છે. એના શરીર પર વાળ હોય છે; પણ બધા કુતરાના વાળ એક સરખા હોતા નથી. ઠંડા દેશના કુતરાનાં શરીર પર લાંબા વાળ હોય છે, ત્યારે ગરમ દેશના કુતરાના વાળ ટુંકા હોય છે એના વાળ જુદા જુદા રંગના હોય છે. તેથી કોઈ કુતરા કાળા, કોઈ ધોળા, કોઇ તપખીરિયા, તો કોઇ કાબરચિત્રા હોય છે. કુતરાના દાંત બિલાડીના દાંત જેવા અણીદાર હોય છે.

એના નખ મોટા અને મજબૂત હોય છે. તે બિલાડીના નહોર જેવા વાંકા અને અણીદાર હોતા નથી. બિલાડીની પેઠે તે પોતાના નખને પાછા ખેંચી શકતો નથી. એ પોતાના નખથી જમીન ખોદી ખાડો કરી શકે છે.

કુતરાના પગ પાતળા અને લાંબા હોય છે. તેથી તે બહુ ઝડપથી દોડી શકે છે. એ પગનાં આંગળાં પર ચાલે છે; પગનું આખું તળીયું ભોંય પર મૂકી ચાલતો નથી. બિલાડીની પેઠે તે ભીંત ઉપર કૂદી શકતો નથી તથા ઝાડ ઉપર પણ ચડી શકતો નથી.

એની સુંઘવાની શક્તિ બહુ તેજ હોય છે. એ માણસનાં-કે કોઈ પણ પ્રાણીનાં પગલાં સુંઘી શકે છે. દરમાં ભરાયેલાં સસલાં કે કોળને તે સુંઘીને શોધી કાઢે છે. બિલાડીની પેઠે એ તરાપ મારી પોતાનો શિકાર પકડતો નથી, પણ તેની પાછળ દોડી મોંથી તેને પકડી મારી નાંખે છે.

બિલાડીની પેઠે એની જીભ કરકરી હોતી નથી. તે પોચી અને સુંવાળી હોય છે. ઉનાળામાં એને તાપ લાગે છે, ત્યારે એ એની જીભ મોંની બહાર લટકતી રાખે છે. તમે જાણો છો કે બિલાડી અને કુતરો બંને જીવતાં પ્રાણીઓ મારીને તેમનું માંસ ખાય છે. માંસ ખાનાર પ્રાણી માંસાહારી કહેવાય છે. માંસાહારી પ્રાણીને શરીરે પરસેવો થતો નથી.

કુતરાને માણસની સોબત ગમે છે. માણસની થોડામાં થોડી વસ્તી હશે ત્યાં પણ કુતરો તો હશે જ. પોતાના પાળનાર પર તે બહુ હેત રાખે છે અને તેની ખાતર ઘણી વાર બહુ દુઃખ પામે છે. એ બહુ નિમકહલાલ અને ઘણું હોંશિયાર પ્રાણી છે. એને ઘણાં હોંશિયારીનાં કામ શીખવી શકાય છે. ગામમાં રખડતાં કુતરાંમાં તો કંઇ ખાસ સારા ગુણ હોતા નથી. તેઓ તો અહિંથી તહિં ભટકી ટુકડા વીણી ખાય છે; પણ પાળેલાં કુતરાં રાત્રે પોતાના માલીકના ઘરની ચોકી કરે છે. તેઓ રાત્રે કોઇ અજાણ્યા માણસને ઘરમાં જવા દેતાં નથી.

---

# પાઠ ૬૭ મો—ગાય ભાગ ૧

અનેક દૂધ અદ્ધર

રમણિક, જો, પેલી ગાય ઉભી છે. એને ચાર પગ છે. જો, એની ડોક કેવી લાંબી છે! એને પગે કેટલાં આંગળાં છે?

રમણિક—મોટાભાઇ, એને પગે ચાર આંગળાં છે. એમાંનાં બે મોટાં છે તે જમીનને અડકે છે; પણ બે ઘણાં નાનાં છે તે જમીનથી અદ્ધર રહે છે.

હરિલાલ—રમણિક, તારી આંગળીએ નખ છે, તેમ ગાયનાં આંગળાં ઉપર પણ નખ હોય છે.

રમણિક—હા, મોટાભાઇ, પણ એ નખ કેવો મોટો અને કઠણ છે!

હરિલાલ—ગાયના આંગળા પર નખ હોય છે તે ખરી કહેવાય. ગાયને પગે બે ખરીઓ હોય છે. ઘોડાને પગે કેટલાં આંગળાં હોય છે તે તું જાણે છે?

રમણિકઃ—હા, મોટાભાઈ. ઘોડાને પગે તો એક જ આંગળુ હોય છે, અને તેની ઉપર આવો જ મોટો અને કઠણ નખ હોય છે.

હરિલાલ—રમણિક, બરાબર છે; ઘોડાને પગે એક જ ખરી હોય છે. તેં ગાયનું પૂછડું જોયું છે? એ કેવું લાંબુ હોય છે! એને છેડે કેવો વાળનો ગુચ્છો હોય છે?

રમણિક—એ પૂછડું શા કામમાં આવતું હશે?

હરિલાલ—મને શું પૂછે છે. પૂંછડાથી એ શું કરે છે તે તું જ જોને.

રમણિક—(જોઇને) એના શરીર પર માંખ કે મચ્છર બેઠા હોય તો તે એ પૂંછડાથી ઉડાડે છે.

હરિલાલ—રમણિક, ગાય આપણને બહુ કામની છે. જો, એ આપણને દૂધ આપે છે. દૂધ કેવું મીઠું લાગે છે! એ દૂધમાંથી પેંડા, બરફી વગેરે ઘણી મીઠાઇઓ બને છે. ગાયના છાણથી લોકો ઘર અને ઓટલા લીંપે છે. છાણ ખેતરમાં નાંખવાથી ધાન્ય સારૂં પાકે છે. એ છાણને થાપી લોકો છાણાં બનાવે છે અને તે સૂકાય છે ત્યારે બાળે છે. મુઆ પછી પણ એનું શરીર અનેક કામમાં આવે છે. એના ચામડાના જોડા બને છે અને એના શીંગડામાંથી ચાકુના હાથા અને બટન બને છે. બોલ ત્યારે ગાય કેટલી બધી ઉપયોગી છે? અરે! આપણે ગાયનો બહુ ઉપકાર માનવો જોઇએ અને વહાલ રાખી એનું પાલન કરવું જોઇએ. ગાય ગરીબ અને માયાળુ સ્વભાવની હોય છે. એ તોફાન કરતી નથી અને માણસને મારતી નથી. એ એના પાળનાર પર બહુ હેત રાખે છે. બધા લોકોને ગાય બહુ વહાલી લાગે છે. ગાય ભલી છે, લોકોને મારતી નથી અને આપણને દૂધ, ઘી આપે છે. તેથી 'ગાયમાતા' કહી આપણે તેની પૂજા કરીએ છીએ.

---

# પાઠ ૬૮ મો—ગાય ભાગ ૨

બીડ  નિરાંતે  જડબું

લીલાંછમ ખેતરોમાં ફરવું કોને ન ગમે ? નાનાં છોકરાં ખેતરોમાં જઇ વાડે ઉગેલાં ફૂલ વીણે છે. કેટલાંકને મોજથી ખેતરમાં દોડવું ગમે છે. ચાલો, આપણે ગામની બહાર સીમમાં જઇએ ત્યાં ઘાસનું બીડ છે અને આપણા ગામની ગાયો ભેંસો ત્યાં ચરવા જાય છે.

ગુરુજી—જુઓ. પણે બીડમાં પેલી ગાયો નીરાંતે બેઠી છે. પેલી ગાયો ભોંય સરસું મોઢું રાખી ધીરેધીરે ચરે છે પેલા તળાવને કિનારે બીજી કેટલાક ગાયો પાણીમાં પગ રાખી ઉભી છે. ખાવુ, પાણી પીવું, તથા મોજથી ફરવું, એ શિવાય બીજું કાંઇ પણ કામ તેમને હોય એમ લાગતું નથી.

છોકરો—ગુરુજી, એ કાંઇ ખાતી નથી તો પણ જાણે ચાવતી હોય તેમ મોઢું હલાવ્યા કરે છે! એ શું કરતી હશે ?

ગુરુજી—એ વાગોળે છે. જયસુખ, તેં ગાયના મોંનો અંદરનો ભાગ જોયો છે ?

જયસુખ—ના જી.

ગુરુજી—ત્યારે જા, પેલી ગાયના મોંનો અંદરનો

ભાગ જો. જો, તેને બે જડબાં છે. ઉપલું જડબું અને નીચલું જડબું. તારાં બન્ને જડબાંમાં આગલી બાજુ દાંત છે, ખરાને ? ગાયને તેમ છે?

જયસુખ—(ગાયનું મોં તપાસી) ગુરુજી. એના ઉપલા જડબામાં આગલી બાજુ તો એક દાંત નથી. ત્યાં તો એક જાડી ગાદી છે.

ગુરુજી—જયસુખ, ગાય શું ખાય છે, તે તું જાણે છે?

જયસુખ—હા જી, ગાયને લીલું તાજું ઘાસ બહુ ભાવે.

ગુરુજી—જયસુખ, જો, પેલી ગાય કેવી રીતે ઘાસ ખાય છે?

જયસુખ—ગુરુજી, એ તો જીભથી ઘાસને પકડી મોંમાં લાવે છે. પછી ઉપલા જડબાની ગાદી અને નીચલા જડબાના આગલા દાંત પર એ તેને દબાવે છે. ઘાસને એમ દબાવ્યા પછી તે જરા આચકો મારી તેને તોડી નાંખે છે અને ખાઈ જાય છે.

ગુરુજી—જયસુખ, એ ચરે છે ત્યારે ઘાસ ચાવે છે કે?

જયસુખ—ના જી, એ ઘાસ ચાવતી નથી, પણ ચાવ્યા વગર એમને એમ ગળી જાય છે.

ગુરુજી—જયસુખ, જો આપણે એમ ચાવ્યા વગર ખાવાનું ગળી જઈએ, તો જરૂર માંદા પડીએ. ગાયનામાં વાગોળવાની શક્તિ છે, તેથી ચરી રહ્યા પછી તે ખાધેલું

પાછું મોંમાં લાવી નિરાંતે ચાવે છે. એવી રીતે ચાવવાને વાગોળવું કહે છે. જયસુખ, એની જીભ કેવી લાંબી અને કરકરી છે! આપણે જેમ હાથથી ચીજો પકડીએ, તેમ ગાય એ જીભથી ઘાસ પકડી મોંમાં લાવે છે. એની જીભ હાથનું કામ કરે છે.

---

## પાઠ ૬૯ મો- ભેંસ

ખાબોચિયાં     મારકણી

ગાયની પેઠે ભેંસ પણ દૂધ દે છે, તેથી લોકો તેને પાળે છે. તમે ભેંસ તો જોઈ જ હશે. એનું શરીર ગાય કરતાં મોટું અને ભારે હોય છે. એનાં શીંગડાં પણ ગાય કરતાં મોટાં હોય છે. એના પગ ગાય કરતાં ટુંકા પણ વધારે જાડા હોય છે. એનું શરીર ભારે છે, તેથી જો એના પગ પાતળા હોય તો શરીરનો ભાર કેવી રીતે ઉપાડે? ગાયની પેઠે ભેંસને પણ ચાર આંગળાં હોય છે. એના શરીરનો રંગ કાળો હોય છે અને તેની ઉપર આછા વાળ હોય છે.

ગાયની પેઠે એ પણ ઘાસ, ભુસું વગેરે ખાય છે. એને ખાવાનું વધારે જોઈએ છે. ભેંસ ખાય છે વધારે અને દૂધ પણ વધારે દે છે. ગાયના કરતાં એનું દૂધ વધારે જાડું અને મીઠું હોય છે, પણ એ વહેલું પચતું નથી, તેથી એ ભારે કહેવાય છે.

ભેંસ ગરમીથી બહુ ગભરાય છે. ઉનાળામાં તેને પાણીમાં પડી રહેવું ગમે છે. બધી ઋતુ કરતાં ચોમાસું એને બહુ ગમે છે. ચોમાસામાં એ શરીરે લઠ્ઠ બને છે. સીમમાં ચરવા જાય છે, ત્યારે ચરી રહ્યા પછી તે કોઇ તળાવડી કે ખાબોચીઆના પાણીમાં બેસી રહે છે. એ પાણીમાં સારી રીતે તરી શકે છે.

ભેંસ ગાય કરતાં વધારે જોરાવર છે. તે ગાયના જેવી શાન્ત નથી. પણ તે તોફાની અને મારકણી છે. ખીજાય છે ત્યારે એ પોતાના પાળનારને પણ મારી બેસે છે. એ કંઇ ગાયના જેવી બીકણ નથી. ચાર ભેંસો ભેગી હોય, તો વાઘની પણ સામી થાય ! એનું બચ્ચું પાડું કહેવાય છે.

---

## પાઠ ૭૦ મો—ઘેટું

ગાડર ટક્કર ગાલીચા

ગાય દૂધ દે છે, તો ઘેટું ઊન આપે છે. એ ઊનનાં ગરમ કપડાં બને છે. ગાય અને ઘેટું પાસે ઉભાં હોય, તો પણ કોઇને એમ નહિ લાગે કે એ બન્ને ઘણી બાબતોમાં મળતાં છે. ધ્યાનથી જોશો તો જણાશે કે ઘણી બાબતોમાં ગાય અને ઘેટું સરખાં છે.

બન્ને ઘાસ ખાય છે. બન્નેની ઘાસ ખાવાની રીત એક સરખી છે ગાયની પેઠે ઘેટાને પણ ઉપલા જડબાના આગલા ભાગમાં દાંત હોતા નથી, પણ જાડી ગાદી જ હોય છે. ગાયની પેઠે એ પણ પોતાની જીભથી ઘાસ મોંમાં લઇને ઉપલા જડબાની ગાદી વચ્ચે દબાવે છે અને પછી આચકો મારી તેને તોડી નાંખે છે.

ગાયની પેઠે ઘેટું પણ વાગોળે છે. સારી પેઠે ખાવા મળે તો ઘેટું પણ ગાયની પેઠે જાડું થાય છે.

ઘેટાને પગ પર ચાર આંગળાં હોય છે. તેમાંનાં બે મોટાં અને બે નાનાં હોય છે. નાનાં આંગળાં જમીનને અડકતાં નથી, પણ અદ્ધર રહે છે. ઘેટું તેનાં બે આંગળાં ઉપર જ ચાલે છે. એ આંગળાં પર જાડા નખ હોય છે. ઘેટાને પણ ગાયની પેઠે બે ખરી હોય છે. ઘેટાં અને ગાય ખેતરમાં અને બીડમાં ચરે છે. ત્યાંની જમીન પોચી અને ભીની હોય છે. તેમની બે ખરી છુટી હોય છે, તેથી તે ચાલે છે ત્યારે તેમનાં આંગળાં પહોળાં થઇ જાય છે. એ રીતે તેમના પગ એવી પોચી જમીનમાં પણ ગરકી જતા નથી.

ગાય અને ઘેટું બન્ને ગરીબ અને પોચાં છે. તેઓ કુતરાથી પણ બીને નાશી જાય છે અને કોઇને ઈજા કરતાં નથી. બન્ને પોતાના પાળનાર પર બહુ હેત રાખે છે અને

તેની જોડે વહાલથી ગેલ કરે છે. બંને ટોળામાં રહે છે, કારણ કે એમને ભેગાં રહેવું બહુ ગમે છે. ગાય શીંગડાંથી લડે છે; ઘેટું માથાથી લડે છે. બે ઘેટાં લડે ત્યારે સામસામાં માથાં પછાડે. એ ટક્કર લડાવી કહેવાય છે. ઘેટાનું માથું ઘણું કઠણ હોય છે. ઘેટાંની એક એવી ટેવ છે કે તેઓ પોતાનામાંથી એકને ઉપરી માને છે અને તેની પાછળ પાછળ હમેશાં જાય છે. તે કરે તેમ કરે છે! તે ખાડામાં પડે તો બધાં ખાડામાં પડે! ઘેટાનું બીજું નામ ગાડર છે.

ગાયને ચરાવવા લઈ જાય તે ગોવાળ કહેવાય. ઘેટાંને ચારે તે ભરવાડ કહેવાય. ભરવાડ સવારે તેમને ચરવા લઈ જાય છે, અને સાંજના તેમને પાછાં હાંકી લાવે છે. ઉનાળામાં ઘેટાંના વાળ બહુ લાંબા થાય છે, ત્યારે ભરવાડ મોટી કાતર વડે તે કાતરી નાંખે છે. એ ઊનના કામળા અને ગાલીચા બને છે. બહુ સારા ઊનની શાલો અને પહેરવાનાં કપડાંનું કાપડ બને છે. શિયાળામાં લોકો ઊનનાં બનેલાં ગરમ કપડાં પહેરે છે.

———

# પાઠ ૭૧ મો—ઘોડો (ભાગ ૧)

નગ્ન પુંફાડા

ઘોડા તો તમે જોયો જ હશે. એ બહુ મોટો હોય છે. કુતરા અને બિલાડીની પેઠે તમે એની જોડે રમતા નથી. તેમ છતાં પણ તમે બધા ઘોડાને સારી રીતે ઓળખો છો. ઘરની બહાર નજર કરો છો, તો રસ્તા પર કોઇ માણસને પીઠ પર લઇ જતો, કે ગાડી ખેંચી દોડતો તમને એ જરૂર દેખાય છે.

ગાયની પેઠે એ દૂધ દેતા નથી. ઘેટાં પેઠે એ ઊન પણ આપતો નથી. કુતરા પેઠે એ ઘરની ચોકી પણ કરતો નથી. બિલાડી પેઠે એ ઘરના ઉંદર પણ ઓછા કરતો નથી, તો પણ બધા લોક એના પર ખુશ રહે છે અને એની વાતો કર્યા કરે છે. ઘોડો એવું તે શું કરે છે કે બધા લોક એનાં આટલાં વખાણ કરે છે? તમે જાણો છો? સાંભળો, હું કહું.

આપણાં દોસ્ત પ્રાણીઓમાંનો એ એક છે. એ મોટો, મજબૂત અને જોરાવર છે. એ પીઠ પર ભારે વજન વહી શકે છે. અથવા ગાડીમાં ભરેલો ભાર ખેંચી શકે છે. પીઠ પર માણસને લઈ તે બહુ ઝડપથી દોડી શકે છે. આટલું બધું કામ કરે છે, તેથી એ બધાને વહાલો લાગે છે. તે જોરાવર છે પણ કોઇને મારતો નથી. એ પોતાના શેઠને ચાહે છે. તે તેના શેઠનું કહ્યું માને છે અને તે જે કામ

કરાવે તે ઉમંગથી કરે છે. એ સ્વભાવે નમ્ર અને હેતાળ છે.

ગાયની પેઠે ઘોડો પણ ઘાસ ખાઇને જીવે છે. તમે એને ખેતરમાં કે મેદાનમાં ચરતો જોયો છે? ન જોયો હોય તો હવે જો જો. એ ઘણું ઝીણું ઘાસ પણ ચરી શકે છે. એના ઉપલા તથા નીચલા જડબાના આગલા ભાગમાં ધારવાળા મજબૂત દાંત હોય છે. ચરતી વખત તે વારેઘડીએ નાકમાંથી ફુંફાડા મારી પહેલાં જમીન પરની ધૂળ ઉડાડી નાંખે છે. પછી કાતર જેવી ધારવાળા આગલા દાંતથી તે ઘાસ કાપે છે અને પાછલી ઘંટી જેવી મજબૂત દાઢોથી તેને ચાવી ગળી જાય છે. ચરતી વખત તેના પાતળા લાંબા હોઠથી તે ઘાસ પકડે છે.

ઘોડાને ચાર પગ હોય છે તે તો તમે જાણો છો. ચાર પગવાળાં પ્રાણી ચોપગાં કહેવાય. ઘોડાના પગ પર એક જ મોટું જાડું આંગળું હોય છે, અને તેના ઉપર જાડો નખ હોય છે. લોકો એ નખને ખરી અથવા ડાબડા કહે છે. એ બહુ કઠણ હોય છે. ઘોડાના પગની ખરી માથામાં વાગે તો માથું ફુટી જાય.

# પાઠ ૭૨ મો—શાળાનો નકશો

**યુક્તિ** સમચોરસ

તમને તમારી શાળાના બાગનો નકશો બનાવતાં આવડ્યો પણ તમે એ નકશો કંઇ બરાબર માપસર નહોતો કાઢ્યો. સારો નકશો તો બરાબર માપસર હોવો જોઇએ. સારા નકશા ઉપરથી તો તેમાં બતાવેલી જગા કે મકાનના માપની પણ ખબર પડે.

નકશો સમજવા માટે એક સારી માપની આંકણી જોઇએ. જુઓ, આ માપની આંકણી છે. એની પર નાના મોટા આંકા છે. આટલું લાંબુ હોય ત્યારે એક ફૂટ કહેવાય. આ એક ફૂટ લંબાઇના બાર સરખા ભાગ કર્યા છે. એ દરેક નાનો ભાગ એક ઇંચ કહેવાય. આ મોટા આંકા ઇંચ કહેવાય. એનાથી નાના આંકા અર્ધો ઇંચ બતાવે છે. આ સૌથી નાના આંકા ઇંચના નાના ભાગ બતાવે છે. આ આંકણીમાં ઇંચના દશ નાના ભાગ છે. તેવો દરેક નાનો ભાગ દોરો કહેવાય છે. આ ઇંચમાં બાર દોરા હોય તો દરેક દોરો ઇંચનો બારમો ભાગ બતાવે.

આ આપણી શાળાનો નકશો છે. શાળા મોટી છે પણ આ કાગળ તો નાનો છે. પણ તેમાં શું ? નકશામાં

તો મકાનનો આકાર જ દેખાડવાનો હોય છે, એટલે કાગળ મકાન જેટલો મોટો ન હોય તો ચાલે. કોઇ મોટા મકાનનો નકશો નાના કાગળમાં સમાવવો હોય ત્યારે કોઈ યુક્તિ કરવી પડે. સાધારણ રીતે મકાનના અમુક ફૂટ નકશામાં એક ઇંચિ જેટલી લીટીથી બતાવવામાં આવે છે. આ નકશામાં મકાનના દશ ફૂટ એક ઇંચિ લાંબી લીટીથી બતાવ્યા છે. આ માપ એક ઈંચે દશ ફૂટનું કહેવાય છે અને તે ૧ ઇંચિ=૧૦ ફૂટ એમ લખાય છે.

જુઓ, આ આપણી શાળાનો નકશો છે એ જોતાં જણાય છે કે એમાં ત્રણ ઓરડા છે અને આગળ લાંબો ઓટલો છે. નકશામાં ઓટલો પાંચ ઇંચ લાંબો છે. આ નકશો એક ઈંચે દશ ફૂટના માપથી દોરેલો છે. તેથી નકશામાં પાંચ ઈંચ હોય ત્યાં ખરેખરા પચાસ ફૂટ સમજાય. નકશામાં ઓટલો અર્ધો ઇંચ પહોળો છે તેથી ખરેખરો ઓટલો પાંચ ફૂટ પહોળો હોવો જોઇએ.

હવે જુઓ, નકશામાંનો આ ઓરડો માપતાં તે બે ઇંચ લાંબો અને દોઢ ઈંચ પહોળો છે. જેથી ખરેખરો ઓરડો વીસ ફૂટ લાંબો અને પંદર ફૂટ પહોળો હોવો જોઇએ. બીજો ઓરડો નકશામાં બે ઇંચ લાંબો અને બે ઇંચિ પહોળો છે. એટલે ખરેખરો ઓરડો વીસ ફૂટ લાંબો અને વીસ ફૂટ પહોળો હોવો જોઇએ.

જે ચીજની લંબાઇ અને પહોળાઇ સરખી હોય તે સમચોરસ કહેવાય. તેથી એ ઓરડો વીસ ફૂટ સમચોરસ છે. ત્રીજો ઓરડો તો પહેલા જેવો જ છે.

મકાનના નકશામાં તેની ભીંતો, છાપરૂં કે આખા મકાનનો આકાર ન બતાવાય. તેમાં તો તે કેટલી જગા રોકે છે તથા તેનો આકાર કેવો છે તે જ બતાવાય. મકાન આખું કેવું દેખાય તે ચિત્રમાં બતાવાય. મકાનનો નકશો દેખાવડો કે શોભીતો હોતો નથી, પણ તે બહુ ઉપયોગી છે. કોઇ નવું મકાન બાંધવું હોય તો બાંધનારા પહેલાં તેનો નકશો તૈયાર કરે છે. નકશો જોવાથી મકાન કેવું થશે તેનો ખ્યાલ આવે છે. નકશો પસંદ પડે તો તે પ્રમાણે મકાન બાંધે છે. નકશો પાસે રાખી મકાન બાંધવાથી માપમાં ભૂલ થતી નથી.

દરેક નકશામાં નીચેની બાજુ તરફ તે નકશો કયા પ્રમાણમાં દોર્યો છે તે લખેલું હોય છે. આ નકશામાં ૧ ઇંચ=૧૦ ફૂટનું પ્રમાણ લખ્યું છે. એ ઉપરાંત દરેક નકશામાં તીર જેવી આકૃતિ હોય છે. એ તીરનું માથું ઉત્તર દિશા બતાવે છે આવા તીર ઉપરથી મકાનના જુદા જુદા ભાગ કઈ દિશા તરફ આવેલા છે તે જણાય છે.

---

# પાઠ ૭૩ મો—દિશા તથા ખૂણા

**અગ્નિ નૈઋત્ય**

**વાયવ્ય ઇશાન**

ચાર દિશાનાં નામ તો તમને આવડે છે. સૂર્ય જે દિશામાં ઉગે છે તે પૂર્વ દિશા અને જે દિશામાં તે આથમે છે તે પશ્ચિમ દિશા કહેવાય છે. પૂર્વ દિશા તરફ મોં કરી ઉભા રહીએ તો આપણા ડાબા હાથ તરફ ઉત્તર દિશા અને જમણા હાથ તરફ દક્ષિણ દિશા આવે.




પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ એ ચાર મુખ્ય દિશાઓ ઉપરાંત ચાર બીજી પણ દિશાઓ છે. પૂર્વ તથા દક્ષિણની બરાબર વચમાં આવેલો ખૂણો અગ્નિખૂણો કહેવાય છે.

દક્ષિણ અને પશ્ચિમની બરાબર વચમાં આવેલો ખૂણો નૈઋત્યખૂણો પશ્ચિમ તથા ઉત્તરની બરાબર વચમાં આવેલો ખુણો વાયવ્યખૂણો અને ઉત્તર તથા પૂર્વની વચ્ચે આવેલો ખૂણો ઇશાનખૂણો કહેવાય છે.

આ પ્રમાણે ચાર મુખ્ય દિશા અને ચાર ખૂણા થયા. ઉત્તર દિશાની સામે દક્ષિણ દિશા આવે અને પૂર્વની સામે પશ્ચિમ દિશા આવે. તેવી જ રીતે ઇશાન ખુણાની સામે નૈઋત્યખૂણો આવે અને વાયવ્યખૂણાની સામે અગ્નિખૂણો આવે. આ પ્રમાણે ચાર મુખ્ય દિશા અને ચાર ખૂણા મળી આઠ દિશા થઈ. આકાશ તરફની ઉપલી દિશા અને આપણા પગ તરફની નીચલી દિશા એમ બે ઉમેરતાં કુલ દશ દિશા થઈ.

એક જાડો કાગળ લઈ તેમાંથી ઘડીઆળના કાંટા જેવી ચીપો કાપી કાઢો. એક કાંટાના છેડાઓ પર ઉ તથા દ એવા બે અક્ષરો લખો. ઉ એ ઉત્તર દિશાની ટુંકી નિશાની છે અને દ એ દક્ષિણ દિશા સૂચવે છે બીજા એક કાંટાના છેડાઓ પર પૂ તથા પ લખો. એ જ પ્રમાણે બાકીના કાંટાને છેડે ઈ તથા નૈ અને વા તથા અ લખો આ પ્રમાણે ચાર કાંટા બરાબર તૈયાર થાય એટલે પાછળના ચિત્રમાં છે તેમ તેમને એક જાડા કાગળ પર મૂકી ખીલીથી જડી દો. આ પ્રમાણે તૈયાર થયેલા તખ્તા ઉપરથી આઠે દિશા બરાબર યાદ રહેશે.

આ ઓરડાની ઉત્તર ભીંત બતાવો. હવે પૂર્વ ભીંત બતાવો. ઇશાનખૂણો કયો ? તમારા વર્ગનો કયો ખૂણો નૈઋત્ય કહેવાય ? માણેકલાલ, તમે અગ્નિખૂણો બતાવો જોઉં. તમારા વર્ગનો આ ખૂણો કયો ?

સોરાબ અને હારામ, તમે આ દોરીના છેડા ઝાલી ઉત્તર તથા દક્ષિણ દિશા તરફ ઉભા રહો. સોરાબ કઇ દિશામાં ઉભો છે ? હાસમ કઈ દિશામાં ઉભો છે ? ચીમનલાલ અને મણિલાલ, હવે તમે આ દોરીના છેડા ઝાલી પૂર્વ, પશ્ચિમ ઉભા રહો. જુઓ, આ બે દોરીઓ એક એકને છેદે છે, ત્યાં ચાર ખૂણા થાય છે. એક સીધી લીટી બીજી પર આમ સીધી અને ઉભી પડે. ત્યારે જે ખૂણો થાય તે કાટખૂણો કહેવાય. આ બે દોરીઓ એક એકને કાટખૂણે છેદે છે.

હવે બીજા ચાર છોકરાઓ આ બે દોરી લઈ આ છોકરાઓની બરાબર વચમાં ઉભા રહો. હવે તમે આઠ છોકરાઓમાંથી દરેક એક એક દિશા તરફ ઉભા છો. હવે તમે દરેક જે દિશામાં ઉભા છો તેનું નામ બોલો.

---

# પાઠ ૭૪ મો—ગામનો નકશો

નટવર—બાપાજી, અમારી નિશાળમાં તો બહુ સારું સારું શીખવે છે. અમને ગુરુજીએ ચાર દિશા અને ચાર ખૂણા ઓળખતાં શીખવ્યા, અને શાળાને નકશો જોતાં પણ શીખવ્યું.

માણેકલાલ—ત્યારે તો તને ગામનો પણ નકશો જોતાં આવડે ખરું કે નહિ ?

નટવર—બાપાજી, હું ધારું છું કે મારી પાસે માપની આંકણી હોય તો ગામના નકશામાં પણ સમજણ તો પડે.

માણેકલાલ—ત્યારે જો આ આપણા ગામનો નકશો.

નટવર—(નકશો જોઇને) બાપાજી, આ નકશો અર્ધા ઇંચે એક માઇલના માપથી દોર્યો છે. માઇલ એટલે કેટલું તે હું જાણતો નથી.

માણેકલાલ—તારી શાળા આપણા ઘરથી એક માઇલ દૂર છે.

નટવર—ત્યારે હવે હું તમને આ નકશો વાંચી બતાવીશ. એનું માપ અર્ધો ઇંચ એક માઇલ છે. એટલે નકશામાં એક જગા બીજી જગાથી અર્ધો ઇંચ આઘી હોય તો તેમની વચ્ચેનું ખરેખરું અંતર એક માઇલ હોય.

હવે નટવરે નકશો ભોંય પર ખુલ્લો કરી મૂક્યો.



નટવર—જુઓ બાપાજી, આ ગામ છે. આ તીર જેવી લીટી પરથી જણાય છે કે એનું માથું છે, તે બાજુ ઉત્તર દિશા છે. એ લીટીને કાટખૂણે આ લીટી દોરી છે,

તે પૂર્વ તથા પશ્ચિમ દિશા બતાવે છે. ઉત્તરને બદલે ઉ દક્ષિણને બદલે દ પૂર્વને બદલે પૂ અને પશ્ચિમને બદલે પ લખ્યો છે.

આ નદી ગામની પશ્ચિમે છે. નકશામાં એ ગામથી એક ઈંચ દૂર છે એટલે તે બે માઇલ દૂર હોવી જોઇએ. આ ખળી ગામને વાયવ્યખૂણે છે. તે તો ગામની પાસે જ છે. તળાવ ગામની ઉત્તરે છે. વાડી ગામને ઇશાનખૂણે છે. નકશામાં તે ગામથી પા ઇંચ દૂર છે, તેથી તે તેનાથી અર્ધો માઈલ દૂર હોવી જોઈએ. મંદિર ગામની પૂર્વે છે. નિશાળ ગામને અગ્નિખૂણે છે. તે ગામની પાસે જ છે. સ્ટેશન ગામની દક્ષિણે છે. નકશામાં તે ગામથી પા ઈંચ છેટે છે, એટલે તે તેનાથી અર્ધો માઇલ દૂર હોવું જોઇએ. આ બીજું એક ગામ છે. તે આ ગામને નૈર્ઋત્ય-ખૂણે છે. નકશામાં તે ગામથી એક ઇંચ દૂર છે, એટલે તે તેનાથી બે માઇલ દૂર હશે.

માણેકલાલ—શાબાસ ! તું તો ખૂબ શીખી ગયો. દેખું, તને તો નકશો જોતાં આવડી ગયો !

---

# પાઠ ૭૫ મો—હોકાયંત્ર

લોહચુંબક સોય હોકાયંત્ર

નટવરલાલ—બાબુ, તને દિશાઓ બતાવતાં આવડે છે કે?

બાબુ—હા બાપાજી, અમને ગુરુજીએ ચાર દિશા અને ચાર ખૂણા તથા ઉંચે અને નીચે મળી કુલ દશ દિશા શીખવી છે.

નટવરલાલ—બાબુ, તું દિશાઓ કેવી રીતે નક્કી કરે છે?

બાબુ—હું પૂર્વ તરફ મોઢું કરી ઉભો રહું, ત્યારે મારા બરડા તરફ પશ્ચિમ દિશા આવે, મારે ડાબે હાથે ઉત્તર દિશા આવે, અને જમણે હાથે દક્ષિણ દિશા આવે. પૂર્વ તરફ મોં કર્યા પછી હું ગોળ ફરવા માંડું અને પૂર્વ તથા દક્ષિણની બરાબર વચમાં મોં રહે એમ ઉભો રહું, તો મારા મોં સામે આગ્નખૂણો આવે. દક્ષિણ દિશા આવી ગયા પછી ફરતાં ફરતાં મારૂં મોં દક્ષિણ તથા પશ્ચિમ દિશાની બરાબર વચ્ચે આવે ત્યારે મારા મોં સામે નૈર્ઋત્ય-ખૂણો આવે. એ પ્રમાણે પશ્ચિમ તથા ઉત્તરની બરાબર વચમાં વાયવ્યખૂણો આવે અને ઉત્તર તથા પૂર્વની બરાબર વચમાં ઇશાનખૂણો આવે.

નટવરલાલ—બાબુ, રાત હોય અથવા વાદળાં હોય

અને સૂર્ય દેખાતો ન હોય ત્યારે તું પૂર્વ દિશા કેવી રીતે જાણી શકે?

બાબુ—બાપાજી, તે તો મને ખબર નથી.

નટવરલાલ—બાબુ, ચાલ ત્યારે, અંધારું હોય અથવા સૂર્ય દેખાતો ન હોય ત્યારે દિશાઓ કેમ જાણવી તે હું તને દેખાડું.

આમ કહી નટવરલાલે એક ડબીમાંથી સોય* કાઢી. પછી તે સોયને એક નાના બુચમાં ખોસી બંને બાજુ સરખા છેડા બહાર રાખ્યા. પછી પ્યાલામાં પાણી ભરી તેમાં તે બુચને તરતો રાખ્યો. સોય ફરતી બંધ થઈ એટલે નટવરલાલે એક સળી વડે તેને એક બાજુ તરફ ખસેડી સળી લઇ લીધી. તરત સોય પહેલાં હતી તેમ થઇ ગઇ. તે સોયને આમ ઘણી વાર જુદી જુદી બાજુ તરફ ખસેડી, તો પણ તે તો પોતાની મૂળ જગા ઉપર જ આવી જતી.

બાબુને તો એ જોઈ બહુ રમુજ પડી. તેણે તેના બાપાજીને પૂછ્યું, 'બાપાજી, આ સોય કેમ આમ જ રહેતી હશે? ખસેડીએ તો પણ તે તો પોતાની મૂળ જગા છોડતી

* આ ગમે તે સોય હશે એમ વિદ્યાર્થીએ સમજવું નહિ. ચુંબકશક્તિ આપેલી સોયથી જ આ પ્રયોગ કરી શકાય. ઘોડાની નાળના આકારનાં લોહચુંબક આવે છે, તેની ઉપર સામાન્ય સોયને એકસરખી રીતે દસ બાર વખત ઘસવાથી એ સોયમાં ચુંબકશક્તિ આવે છે.

જ નથી !" નટવરલાલે કહ્યું, "બાબુ, આ સોય લોહચુંબક સોય કહેવાય છે. એનામાં એવો ગુણ છે કે તેનો એક છેડો હંમેશાં ઉત્તર તરફ અને બીજો દક્ષિણ તરફ રહે. જો આવી સોયવાળી ડબ્બી આપણી પાસે હોય તો તેનાથી ગમે ત્યારે ઉત્તર દક્ષિણ દિશા શોધી શકાય.

ત્યાર પછી નટવરલાલે બાબુને એક નાનીશી ઘડીઆળ બતાવી. તેમાં બે કાંટા કે કલાકના આંકડા નહોતા, પણ એક નાની લોહચુંબક સોય હતી અને તેના ચંદા પર ચાર દિશા તથા ચાર ખૂણાનાં નામ ટુંકામાં લખ્યાં હતાં. તે જોઇ બાબુએ પૂછ્યું, "બાપાજી, આ શું કહેવાય ?" નટવરલાલે કહ્યું કે "એ હોકાયંત્ર કહેવાય. એનાથી ગમે તે વખતે ઉત્તર દક્ષિણ દિશા શોધી શકાય."

---

# પાઠ ૭૬ મો—સમુદ્ર કીનારે ભાગ ૧



મોજાં   અચાળ   ઉપસામર   અખાત

જયંતિ તેના બાપ ડાહ્યાભાઇ જોડે એક વાર મુંબાઇ ગયો હતો. જયંતિએ દરીઓ જોયો નહોતો. દરીઓ કેવો હશે તે જાણવાનું તેને બહુ મન હતું. સાંજે ડાહ્યાભાઈ તેને દરીઆ કીનારે લઇ ગયા.

તે વખતે દરીઆનાં પાણી છેક કીનારા સુધી આવી ગયાં હતાં. દરીઆનાં પાણી ઉંચાં ઉછળી ઉછળીને આવતાં હતાં.

જયંતિ, પેલાં ઉંચાં ઉંચાં ઉછળીને આવે છે તે મોજાં કહેવાય. એ કેવાં ગોળ કમાન જેવાં છે ! જો, એ કેવાં જોરથી કીનારા પર અથડાય છે !

જયંતિ—બાપાજી, એ મોજાંની ટોચ ઉપર પેલું ધોળું ધોળું શું દેખાય છે ?

ડાહ્યાભાઇ—જયંતિ, એ તો ફીણ છે. જો ભૂરાં મોજાં પરનું એ ફીણ ઘોડાની ગરદનપરની અયાળ જેવું દેખાય છે !

જયંતિ—બાપાજી, જાણે એક એકને પકડવા દોડતાં હોય એમ એ મોજાં કેવાં એક પછી એક આવે છે !

ડાહ્યાભાઈ—અને એ મોજાં આ કીનારાને અથડાય છે ત્યારે જાણે કીનારાને જડમૂળથી ઉખેડી નાંખવા મથતાં હોય એમ દેખાય છે !

જયંતિ—બાપાજી, આ દરીઆનો તો કાંઇ છેડો જ દેખાતો નથી. આપણે ત્યાં તો નદીને એક કીનારે ઉભા રહીએ તો સામે બીજો કીનારો દેખાય. પણ આને તો બીજો કીનારો હોય એમ જણાતું નથી. મારી નજર પહોંચે છે ત્યાં સુધી પાણી સિવાય બીજું કાંઇ જણાતું નથી.

ડાહ્યાભાઇ—ખરી વાત છે, જયંતિ. એ દરીઆ તો બહુ મોટો હોય છે. એને બીજો કીનારો હોય છે પણ તે હજારો માઇલ દૂર.

આથમતા સૂર્યના લાલ તેજથી પશ્ચિમ આગળનો દરીઆનો ભાગ ચળકતો લાલ દેખાતો હતો. આથમતા સૂર્યની છબી દરીઆમાં પડી મોજાંમાં નાચતી હતી. પશ્ચિમ તરફથી ઠંડો વાયુ ફરફર વાતો હતો. ભાત-ભાતનાં લુગડાં પહેરી સ્ત્રી પુરૂષો તેને કીનારે ફરતાં હતાં.

સેવમમરાવાળા, કુલફીવાળા, ચણા—વટાણાવાળા, વિચિત્ર બૂમો મારતા આમ તેમ ફરતા હતા. કેટલાક લોક કીનારે પથરાપર વાતો કરતા બેઠા હતા.

અહીં દરીઆનો આકાર ગોળ હતો અને તેની બંને બાજુ આવેલી જમીન બે શીંગડાં જેવી જણાતી હતી. એ જોઇ જયંતિએ કહ્યું, "બાપાજી, જુઓ અહીં તો દરીઓ જાણે જમીનની અંદર ઘુસી આવ્યો હોયને એવું દેખાય છે!" ડાહ્યાભાઇએ કહ્યું, "ખરૂં છે જયંતિ, આવી રીતે જમીનની અંદર દરીઓ ઘુસી આવ્યો હોય અને તેવો ઘુસી આવેલો ભાગ ગોળ અને પહોળો હોય તો તે ઉપસાગર કહેવાય; અને જો તે સાંકડો અને અણીદાર હોય તો અખાત કહેવાય. અહીં તો તે ઉપસાગર જેવો જણાય છે.

# પાઠ ૭૭ મો—સમુદ્ર કીનારે ભાગ ૨



ભરતી જુવાળ ઓટ ઓસરતી
ભોંયરાં છીપાણી શંખલા

થોડા દિવસ પછી જયંતિ પાછો દરીઆ કીનારે ગયો ત્યારે પાણી કીનારાથી બહુ દૂર હતાં. પહેલાં જેની પર પાણી હતું તે બધો ભાગ હવે પાણી બહાર આવી ગયો હતો. એ જોઈ જયંતિએ પૂછ્યું, " બાપાજી, તે દિવસે તો દરીઆમાં પાણી છેક અહીં સુધી હતું અને આજ તો તે બહુ આઘું જણાય છે!" ડાહ્યાભાઈએ કહ્યું, " તે દિવસે ભરતી હતી; આજે ઓટ છે. દરીઆમાં કે નદીમાં વરસાદની રેલ વગર પાણી ચઢે ત્યારે ભરતી કે જુવાળ આવ્યો કહેવાય; અને પાણી ઉતરી જાય ત્યારે ઓટ કે ઓસરતી થઇ કહેવાય. અમાસ અને પૂનમે ભરતી ખૂબ ચઢે, બીજા દિવસોએ એ એથી ઓછી ચઢે."

આજે તો કીનારાની પાસે પાણી નહોતું, એટલે નાનાં નાનાં છોકરાં કીનારા પાસેની રેતીમાં રમતાં હતાં. કેટલાંક શંખલા અને છીપાણીઓ વીણી વીણી ખોળામાં ભરતાં હતાં. કેટલાંક ભીની રેતીમાં ઘર અને ભોંયરાં બનાવતાં હતાં. કેટલાંક રેતીમાં આમતેમ દોડતાં હતાં. કેટલાંક આઘે ભરાઈ રહેલા પાણીના ખાબોચીઆમાં હોડીઓ તરાવતાં હતાં.

ડાહ્યાભાઇ—જયંતિ, ભરતી વખતે પાણી અહીં સુધી આવ્યું હતું. આ દરીઆનો કીનારો કહેવાય. દરીઆનું પાણી અહીંથી આગળ ન જાય. એ તેની હદ છે. જો અહીં તો કિનારો રેતાળ છે, પણ કોઇ ઠેકાણે તો પથરાળો અને ખડકોવાળો હોય છે. કોઇ ઠેકાણે તે ટેકરીઓનો બનેલો પણ હોય છે.

---

## પાઠ ૭૮ મે—સમુદ્ર કીનારે ભાગ ૩

બંદર મછવો ટંડેલ સઢ ગોદી
દ્વીપ ભૂશિર સામુદ્રધુનિ દ્વીપકલ્પ

દરીઆ કીનારે ફરવા જાય ત્યારે જયંતિ તેની પર હોડીઓ અને વહાણો આમ તેમ જતાં જુએ. તેને દરીઆ પર હોડીમાં સહેલ કરવા જવાનું મન થાય. જયંતિ

બીકણું નહોતો. દરીઆનાં મોજાંથી તેને બીક નહોતી લાગતી પણ ઉલટું તેને તો તે જોઇને મઝા પડતી.

એક દિવસે તેના બાપાજી તેને એપૉલો બંદર પર લઇ ગયા. ત્યાં તેઓ એક સારા મછવામાં બેઠા. તેમની જોડે બીજા પણ ઉતારૂઓ હતા. બધા ઉતારૂઓ બેસી ગયા એટલે વહાણ ચલાવનાર ટંડેલે સઢ છોડી બરાબર બાંધી દીધો. પવન જોરથી ફુંકાતો હતો અને સઢમાં ભરાતો હતો. પવનના જોરથી મછવો સપ્ સપ્ પાણી કાપતો જતો હતો. મોજાં આવતાં ત્યારે મછવો ઉંચો ઉછળતો અને પછી ઝપ લઈ નીચે ઝુકતો. મછવામાં કેટલાંક નાનાં છોકરાં હતાં. તે બીચારાં મછવો નીચે ઝુકે ત્યારે બીને રડી પડતાં. જયંતી જરા પણ બીતો નહોતો.

થોડીવારમાં મછવો કીનારો છોડી દૂર નીકળી ગયો. થોડીવાર તો મુંબાઇ શહેરની ગોદીઓ અને ઉંચાં મકાન અને મીનારા બરાબર દેખાયા, પણ પછી તો મછવો દૂર જતાં આખું શહેર એક ધાબા જેવું દેખાવા લાગ્યું.

બે એક કલાક પછી કોઈ જમીન આવેલી જણાઈ. જમીન પાસે આવતાં બધા ઉતારૂઓ ત્યાં ઉતરી પડ્યા. કીનારાની પાસે જ એક ટેકરી હતી. તે ટેકરીને કોરી અંદર મંદિર બનાવેલાં હતાં. ઘણા લોક એ ગુફાનાં મંદિર

જોવા અહીં આવતા. એ ટેકરી પર ચઢી ચોમેર નજર નાંખતાં જયંતિને જણાયું કે જમીનની ચારે બાજુ પાણી હતું. એની બહાર જવું હોય તો દરીઓ ઓળંગ્યા વગર જવાય જ નહિ. તેના પિતાએ કહ્યું, "જે જમીનની આસપાસ બધી બાજુ આમ પાણી હોય તેવી જમીન બેટ કે દ્વીપ કહેવાય. આપણે હાલ છીએ તે જગા બેટ છે."

એ બેટ પરથી જોતાં એક ઠેકાણે મુંબાઈ શહેરનો એક ભાગ લાંબા હાથ જેવો દરીઆમાં ઘણે દૂર સુધી ઘુસી ગયેલો જણાતો હતો. તે જોઇ જયંતિએ કહ્યું, "બાપાજી, જુઓ પણે પેલી જમીન કેવી દરીઆમાં દૂર સુધી લંબાઈ છે!" ડાહ્યાભાઈએ પૂછ્યું, "જયંતિ, એવી જમીનનું નામ તું જાણે છે? એવી જમીન ભૂશિર કહેવાય."

પછી ટેકરીની અંદર આવેલું ગુફા–મંદિર જોઇ તેઓ પાછા આવ્યા. પાછા ફરતાં તેમનો મછવો એક ઠેકાણે બે બેટાની વચ્ચે થઇ પસાર થયો. મછવો પાણીની એક સાંકડી પટીમાં હતો, ત્યારે ડાહ્યાભાઇએ જયંતિને કહ્યું, "જયંતિ, જો પેલી બાજુ આખો દરીઓ છે અને આ બાજુ પણ મોટા દરીઓ છે; અને તે બંનેની વચ્ચે આ પાણીની સાંકડી પટી છે. બે બાજું આવેલા

મોટા દરીઆને જોડનારી દરીઆની આવી સાંકડી પટી સામુદ્રધુનિ કહેવાય."

તેમનો મછવો કીનારા પાસે આવ્યો ત્યારે જયંતિને કીનારા પાસે એક જગા બેટ જેવી જણાઈ. ડાહ્યાભાઈએ મછવાવાળાને વધારે પૈસા આપવાનું કહ્યું, એટલે તેણે તે જગાની આસપાસ મછવો લઇ જવાની હા કહી મછવો ફરતો ફરતો તે જમીનના ટુકડાને છેડે પહોંચ્યો ત્યારે જયંતિને જણાયું કે તેની તે બાજુએ પાણી નહોતું પણ બીજી બધી બાજુ પર પાણી હતું. જો તે બાજુ પાણી હોત તો તે જમીન બેટ જ કહેવાત. એ જોઈ જયંતિએ પૂછ્યું, "બાપાજી, આ બેટ નથી પણ બેટ જેવું કાંઈ છે." ડાહ્યાભાઇએ કહ્યું, "બેટ જેવું કાંઈ એને માટે એક શબ્દ તને કહું ? સાંભળ, એવી જમીન દ્વીપકલ્પ કહેવાય. આ દ્વીપકલ્પને મુખ્ય જમીન જોડે જોડનારી આ ગરદન જેવી સાંકડી પટી સંયોગીભૂમિ કહેવાય છે."

ઘેર આવી એક મોટી રકાબીમાં ભીની રેતી ભરી તેમાં જયંતિએ બેટ, દ્વીપકલ્પ, ઉપસાગર, અખાત, ભૂશિર, સામુદ્રધુની અને સંયોગીભૂમિ બનાવ્યાં. પછી તેણે પોતાની નાની બેનને તે બધું દેખાડયું અને સમજાવ્યું.

